ચશે નહિ. ચોક્કસ વસ્તુઓમાં રસ લેવા માટે તેઓ ઘણી વખત મને સૂચના કરતા. હું કંઇક સિદ્ધિ મેળવી રહી છું એમ જો મને નહિ લાગે તો મને જીવન ઘણું નીરસ લાગશે એમ તેઓ માનતા હતા.

ઘણી વખત તેમના સલાહકારો સાથે અમુક પ્રશ્નો વિષે મતભેદ ઊભો થતો ત્યારે ભોજન વખતે તેઓ એ પ્રશ્નો ઉપસ્થિત કરતા અને મારો અભિપ્રાય દર્શાવવા માટે મને લલચાવવા. તેઓ પોતાના તરફથી એવું મંતવ્ય રજૂ કરતા કે જ્યાં હું મળતી નહિ જ થાઉં એવી તેમને ખાત્રી હોય. તેમની સમક્ષ બીજાઓએ જે જે દલીલો રજૂ કરી હોય તે તેઓ સંભળાવતા અને હું એ દલીલોનો આવેશપૂર્વક જોરદાર પ્રતિકાર કરતી.

મારા પતિ પર હું ભારે રાજકીય લાગવગ ધરાવતી હતી એમ ઘણી વખત માની લેવામાં આવતું હતું. મારા પર વારંવાર લોકોના એવા પત્રો આવતા હતા કે જેમાં તેમનાં કાર્યો માટેનો અને કેટલીક વખત તો તેમની નિમણૂક માટેની જવાબદારીનો પણ યશ મને આપવામાં આવતો હતો. કેટલીક વખત એવું બનતું કે વ્યક્તિગત રીતે અથવા જૂથ તરીકે નિમણૂક માટે સૂચવાયેલાં નામોની યાદી બહાર આવતી અને તેમાં એક પણ સ્ત્રીનું નામ દેખાતું નહિ. આવા પ્રસંગે હું મારા પતિ પાસે જઈને કહેતી કે "સ્ત્રીઓનું પણ આ દુનિયામાં અસ્તિત્વ છે અને રાષ્ટ્રના જીવનમાં તેઓ પણ એક મહત્ત્વનું અંગ છે, તેમજ રાજકીય દૃષ્ટિએ તેમનું મહત્ત્વ વધતું જાય છે એ વાતની તમારા પ્રધાનમંડળ અને સલાહકારોને યાદ આપવા માટે તમને યાદ આપીને હું તો હવે થાકી ગઈ છું."

તેઓ હંમેશાં સ્મિત કરતા અને કહેતા: "જરૂર જરૂર; મને તો એમ હતું કે યાદીમાં સ્ત્રીના નામનો પણ સમાવેશ થયેલો છે. કોઈને બોલાવો અને તેને કહો કે સ્ત્રીનો સમાવેશ કરવો જોઈએ એમ મને લાગે છે."

પરિણામે ઘણી વખત મને નામો સૂચવવાનું કહેવામાં આવતું અને હું બે ત્રણ નામો સૂચવતી. કેટલીક વખત એ નામોની વિચારણા

થતી અને કેટલીક વખત ન પણ થતી.

મારા પતિને લાગે વળગે છે ત્યાં સુધી તો, તેમની પર મારી જે રાજદ્વારી લાગવગ હોવાનું કહેવાય છે તે બિલકુલ હતી જ નહિ. મોટે ભાગે આનુ કારણ એ હતું કે જે કામ નહિ થાય એમ હું જાણતી હતી તે કામ કરવા માટે હું જરા પણ પ્રયાસ કરતી નહિ. જો કોઈ પણ બાબત પરત્વે હું પ્રબળ વિચારો ધરાવતી તો હું એ વિષે ફ્રૅંકલિનને કહેતી; કારણકે કોઈ પણ કામ કરવાની સત્તા મારા હાથમાં નહિ પણ તેમના હાથમાં હતી; જો કે ઘણી વખત એવું બનતું કે તેમના વિચારો મારાથી જુદા પડતા.

અલબત્ત, પાછળથી મારા જાણવામાં આવ્યું હતું કે જે સરકારી અધિકારીઓને હું મારા પર આવેલા બીજા લોકોના કાગળો મોકલતી, તેમાંથી ઘણા ખરા એમ માનતા કે આ એક આદેશ છે અને તેના પર તાકીદે લક્ષ અપાવું જોઈએ. તેઓ માનતા જણાતા હતા કે હું જે સૂચના કરતી હતી એ પ્રમાણે નહિ કરવામાં આવે તો હું મારા પતિને ફરિયાદ કરીશ. ખરી રીતે હું માત્ર એટલી જ આશા રાખતી હતી કે જે કામ કરવાં જોઈએ તે કરવામાં તેઓ રસ લે; કારણ કે સરકાર લોકોના હિતની સેવા કરવા માટે જ છે.

મારા પતિના ગવર્નરપદ અને પ્રમુખપદના વર્ષો દરમ્યાન, પરંતુ ખાસ કરીને તો અમે વ્હાઈટ હાઉસમાં ગયા પછી, અમેરિકાના જાહેર જીવનમા પડેલા માણસના—ખાસ કરીને એવા માણસ કે જે ભારે વાદ-વિવાદનો વિષય બન્યા હતા, અને જેમને કેટલાક અંતઃકરણથી ધિક્કારતા હતા, તો કેટલાક દિલથી ચાહતા હતા—એવા માણસના કુટુંબ સમક્ષ ઉપસ્થિત થતા પ્રશ્નો વિષે વિચાર કરવાના ઘણા પ્રસંગો મારા માટે આવ્યા હતા. તેમના પ્રત્યેનુ વલણ તેમના કુટુંબના સભ્યો પ્રત્યેના વલણમાં પણ વ્યક્ત થાય અને બધા પર તેની કંઈક અસર થાય એ અનિવાર્ય હતું. કુટુંબના યુવાન સભ્યો માટે પરિસ્થિતિ ઘણી મુશ્કેલ બનતી. ચોતરફ તેમને ખાસ અધિકારો આપવામા આવતા હતા. જો તેઓ

સ્વીકાર ન કરે તો અવિનયી અને કદરહીન ગણાતા હતા; જો સ્વીકાર કરે તો સ્વાર્થી, ધૃષ્ટ, લોભી અને પોતાની જાતને મહત્ત્વની તથા બીજાઓથી પર માનવાનો તેમના પર આરોપ મૂકવામાં આવતો હતો–ખરી રીતે યુવક યુવતીઓમાં જે લક્ષણો અણગમતાં ગણાય તે બધાં જ તેમનામાં હોવાના આક્ષેપો કરવામાં આવતા હતા.

આ વિષેનો એક પ્રસંગ મને યાદ આવે છે. મારો પુત્ર ફ્રેંકલિન જુનિયર જ્યારે કૉલેજનો યુવાન વિદ્યાર્થી હતો, ત્યારે આલ્બની અને બોસ્ટન વચ્ચે વધારે પડતી ઝડપથી મોટર હાંકવા માટે તેને પકડવામાં આવ્યો. તેના પિતા અને હું એવી આશા રાખતા હતા કે તેના પ્રત્યે સખત વર્તાવ બનાવવામાં આવશે કે જેથી ગુનો ગંભીર ન હોય એ છતાં પણ કાયદાનો ભંગ કરવાનાં અનિવાર્ય પરિણામો તે જાણી શકે. સૌથી વિશેષ તો અમે એ ઇચ્છતા હતા કે, પ્રજાતંત્રમાં કાયદાનો ભંગ કરવાની સજા સૌને સરખી રીતે જ ભોગવવી પડે છે એ વાતનું તેને ભાન થશે; પરંતુ થોડો ઘણોય દંડ કર્યા સિવાય તેને છોડી મૂકવામાં આવ્યો એ જાણીને અમને કેવી ભારે નિરાશા થઈ હતી એ મને હજુ યાદ છે. અમે સાફ સાફ જોઈ શક્યા કે એ છોકરાને બોધપાઠ મળ્યો નથી અને એ પણ જોઈ શક્યા કે લાગવગનો ઉપયોગ કરવાનો અમે પ્રયાસ કર્યો ન હતો તથા કોઈ પણ જાતના ખાસ વર્તાવની માગણી કરી ન હતી એમ કોઈ માનશે નહિ.

કુટુંબમાં પાંચ પાંચ બાળકો ઓછી સાથે ઊછરતાં હોય, તેમના પિતા જાહેર જીવનમાં ડૂબેલા હોય અને કિલ્લાનો પ્રશાસકને વફાદાર રહીને દાદીમાએ કુટુંબના વડા તરીકે જ રહેવાનો મક્કમ નિશ્ચય કરેલો હોય ત્યારે મારું જીવન ક્યારેય પણ સુસ્ત બને એ સંભવિત નહોતું.

અલબત્ત, ઘરની બહાર, છોકરાંઓ પ્રત્યે જે જાતનો વર્તાવ થતો હતો તેમાંથી એક ઉપાધિ તો ઊભી થતી હતી. એક બાજુએ તેમને વધારે પડતા અધિકારો આપવામાં આવતા હતા, અને બીજી બાજુએ તેમની વધારે પડતી ટીકા થતી હતી. વળી મારાં સાસુને બાળકોની અતિશય

સાચા હતી અને જાણે પોતાના જ બાળકો હોય એવી રીતે તેઓ વર્તતા. શું સારુ અને શુ નરસુ એ હુ બાળકોને ભાગ્યે જ કહેતી એટલે ઘણી વખત તેઓ મારા પર ગુસ્સે થઈ જતા પરંતુ શું સારુ અને શું નરસું એ વિષે મને પોતાને પણ ખાત્રી ન હોવાથી હું બાળકોને શુ કહું?

મારો પુત્ર ફ્રેંકલિન જુનિયર જ્યારે ગ્રેજ્યુએટ થયો ત્યારે અમે તેને એક નાની કાર ભેટ આપી હતી, પણ એક અકસ્માતમા તેણે કાર નકામી કરી નાખી અમે એવો નિર્ણય કર્યો કે થોડો વખત કાર વિના તેને ચલાવવુ પડશે તો તેને સારો બોધપાઠ મળશે પરંતુ અમારી જાણબહાર તેના દાદાએ પહેલા કરતા પણ વધુ કીમતી કાર તેને અપાવી અમે જ્યારે એ સામે વાંધો ઉઠાવ્યો ત્યારે થોડી વાર સુધી તેઓ અમારી સામે જોઈ રહ્યા અને પછી બોલ્યા કે, "તમને આ નહિ ગમે એવો મને ખ્યાલ ન હતો."

જોન પોતાની વસ્તુઓની વધુ કાળજી રાખતો હતો અને શાંત તથા રૂઢિચુસ્ત પ્રકૃતિનો હોવાથી તે બહુ ઓછી વસ્તુઓ માગતો કૉલેજના પહેલા વર્ષમા તે પોલો રમતો હતો, પરંતુ તેનો ખર્ચ વધુ પડતો આવવાથી જરા પણ બબડાટ કર્યા વિના તેણે એ રમત છોડી દીધી તેણે હમેશા ચારિત્ર્યબળ બતાવ્યુ છે, અને નાણાકીય બાબતોમા તેનુ ડહાપણ અને શક્તિ સ્પષ્ટ જણાઈ આવે છે

કેળવણી લીધા પછી છોકરાઓએ શુ કરવુ જોઈએ એ વિષે મારા પતિ કેટલાક મક્કમ વિચારો ધરાવતા હતા. કેળવણી સપૂર્ણ થતા સુધી મૈત્રુબિક જીવન અને લૈંગિક વસ્તુઓનો લાભ તેઓ લેતા, પરંતુ ગ્રેજ્યુએટ થતા પછી તેમણે કામ કરવુ જોઈએ અને પોતાનુ ગુજરાન ચલાવવુ જોઈએ એમ તેઓ માનતા હતા

મારા માતાપિતાની એસ્ટેટમાથી મને વારસામા જે નાણા મળ્યા હતા તે મદીના વર્ષો દરમ્યાન ખૂબ જ ઘટી ગયા હતા અને છેવટે મારી વાર્ષિક આવક બહુ ઓછી થઈ ગઈ હતી પરંતુ ૧૯૩૩મા મે ન્યૂયોર્ક શહેર છોડ્યુ તેનાથી ઘણા વખત પહેલા શિક્ષણ, લેખન અને રેડિયો

દ્વારા હું કમાણી કરવા લાગી હતી મહિલા ટ્રેડ યૂનિયન લીગની કલામનું ગીરો મકાન છોડાવવામાં પહેલી વખત લાગી એવી મદદ હું કરી શકી અને "વાન-કીન" પ્રયોગ માટેની અમારી કેટલીક યોજનાઓ અમલમાં મૂકી શકી, તે વખતે થયેલો આનંદ મને યાદ આવે છે

મંદીના નબળા વર્ષો દરમ્યાન રેડિયો પરના મારા કામથી મને જે પહેલી રકમ મળી તેમાંથી બેકાર છોકરીઓને જ્યાં બપોરનું ખાવાનું મળી શકે અને આરામ મળી શકે તેવા બે સ્થળોની મેં સ્થાપના કરી આવું એક સ્થળ મહિલા ટ્રેડ યૂનિયન લીગના કલબ હાઉસમાં હતું અને બીજું મેડિસન એવન્યુ પર ગર્લ્સ સર્વિસ લીગના વડા મથકમાં હતું અમે છોકરીઓને ગરમાગરમ ખાણું આપતા અને સીવવાની, સાંધવાની અથવા એવા બીજા કામની સગવડો આપતા આ પ્રવૃત્તિમાં બીજા કેટલાક લોકોને પણ રસ પડયો, અને જુદી જુદી વસ્તુઓ પૂરી પાડીને મને મદદ કરી. કેટલાકોએ રસોઈ બનાવવાની, પીરસવાની તથા છોકરીઓ સાથે વાતચીત કરીને તેમને સલાહ આપવાની તૈયારી બતાવી

એ મુશ્કેલી ભર્યા સમયગાળામાં રેડિયો અને લેખન કાર્યથી હું જે મોટી રકમ કમાઈ શકી તેના કારણે વ્યવસ્થિત સખાવતમાં ફાળો આપવા ઉપરાંત સામાન્ય માર્ગે જે વ્યક્તિઓને મદદ કરી શકાય તેમ ન હતું તેમને કામ આપવાનું કે મદદ કરવાનું મારા માટે શક્ય બન્યું કેટલીક વખત અપાત્રને પણ મેં મદદ કરી હતી એ વાતનો હું ઇનકાર કરતી નથી પરંતુ એ સમયે મદદ માટે જ લાયક વ્યક્તિઓ મદદ વિનાની રહી જાય તેના કરતા આટલું જોખમ વહોરવું બહેતર હતું પરંતુ અપાત્રને મદદ કરવાના કેટલાક બનાવો પછી મેં છેવટે અમેરિકન મિત્રસેવા સમિતિ સાથે એવી ગોઠવણ કરી કે પૂરેપૂરી તપાસ કરે અને રેડિયો દ્વારા મને જે કમાણી થાય તે બધી મારે તેમને આપવી

હું વ્હાઈટ હાઉસમાં હતી તે વર્ષો દરમ્યાન મારા રેડિયો કાર્યમાંથી અને મારા કેટલાક લખાણોમાંથી મને જે નાણા મળ્યા તેનો ઉપયોગ માત્ર સખાવતમાં જ નહિ પરંતુ મુખ્યત્વે લોકોને પગભર થવા માટે

મદદ કરવામાં થવે. જોઈએ એમ મને લાગતું હતું. મિત્ર સેવા સમિતિના વિચારો પણ એવા જ હોવાથી આ નાણાંનો ઉપયોગ કરવાની વ્યવસ્થા મેં તેમના હાથમાં સોંપી હતી. આવી રીતે કમાયેલાં નાણાંમાંથી મેં મારા કોઈ પણ બાળકોને ક્યારે ય પણ ભેટ સરખી પણ આપી નથી. કેટલીક વખત તો મારે મારી નાનકડી મુદ્દલ થાપણમાંથી ઉપયોગ કરવો પડતો હતો કારણકે પરોપકારમાં એટલી રકમ અપાઈ જતી હતી કે આવકવેરો ભરવા માટે તેમ કર્યા સિવાય છૂટકો ન હતો. વ્હાઈટ હાઉસ ખાતેનાં મારાં વર્ષો દરમ્યાન મેં એક પણ પૈની બચાવી ન હતી, કારણ કે એમ કરવાનું મને યોગ્ય લાગ્યું ન હતું. મેં જ્યારે વ્હાઈટ હાઉસમાં પ્રવેશ કર્યો ત્યારે મારી પાસે જેટલી રોકડ હતી તેના કરતાં મેં વ્હાઈટ હાઉસ છોડ્યું ત્યારે ઓછી રોકડ હતી.

મારાં લગ્ન થયાં ત્યારે મારી આવક દર વરસે પાંચ હજારથી આઠ હજાર ડોલર સુધી હતી. મારા પતિ જાણતા હતા કે નાણાંનો ઉપયોગ કેવી રીતે કરવો તેનું મને બહુ ઓછું જ્ઞાન હતું અને તેઓ એ પણ જાણતા હતા કે ટ્રસ્ટની ચાલુ ગોઠવણોમાં ફેરફાર કરવાનો મને અધિકાર ન હતો. આ ગોઠવણ એવી હતી કે મારા કુટુંબના વકીલ સભ્યો તેનો વહિવટ કરતા હતા અને મને માત્ર ચોક્કસ મુદતે અમુક રકમ આપવામાં આવતી હતી. મારાં દાદી, મારાં માતા-પિતાના મરણ પછી હું ૨૧ વર્ષની થઈ ત્યાં સુધી મને એટલી મર્યાદિત ખરચી આપતાં કે, મારી પાસે જે કંઈ હોય એમાં ચલાવી લેતાં હું શીખી હતી. મૂડીના રોકાણમાં ફેરફાર કરીને મારી આવક વધારવાનો ખ્યાલ મને કદી પણ આવ્યો નહતો; જે કંઈ મારા હાથમાં આવતુ તે હુ સ્વીકારી લેતી અને તેમાંથી નભાવતી.

વર્ષો વીતવાની સાથે અમારા ઘરનો ખર્ચ વધતો ગયો ત્યારે ફ્રેંકલિને ઘરના સંચાલનમાં વધુ જવાબદારી ઉપાડી લીધી અને બાળકોએ શાળા છોડી ત્યાં સુધી બધાને નાની એવી હાથખરચી તેઓ આપતા. ખરચી આપી શકાય એવડી તેમની ઉંમર થઈ ત્યાં સુધી તેમનાં તથા

મારાં કપડાં હું ખરીદતી; પરંતુ ફ્રેંકલિન માનતા હતા કે તેમને ખરચી મળવાનું શરૂ થયા પછી, નાણાની વ્યવસ્થા કેવી રીતે કરવી એ છોકરાંઓ શીખે એ માટે તેમનાં કપડાં પણ તેમણે જ ખરીદવાં જોઈએ. વખતો વખત ખમીસ, મોજાં વગેરે ઉપયોગી ભેટો આપીને હું તેમને મુશ્કેલીમાંથી બચાવી લેતી. મારી આ ટેવ ચાલુ રહી છે અને આજે પણ એ વિષે તેઓ મને પજવે છે.

અમારા પુત્ર અન્નાના લગ્ન પછી, ફ્રેંકલિન અને તેમની માતા બન્ને તેને ખરચીની નાનકડી રકમ આપતાં. મારાથી બની શકતું ત્યારે હું તેમને નાનકડી ભેટો આપતી. પરંતુ પુત્રની કેળવણી પૂરી થયા પછી તેણે પોતાનુ સંભાળી લેવું જોઈએ એવા મારા પતિના સિદ્ધાંતના કારણે, મારા બે મોટા પુત્રો જેમ્સ અને ઇલિયટનું શિક્ષણ પૂરું થયા બાદ તેમને ખરચી આપવામાં આવતી ન હતી. એટલે તેમને તરત જ કમાણી શરૂ કરવી પડે તેમ હતું. આથી તેમનું જીવન સારી પેઠે ગૂંચવણ ભર્યું બન્યુ, કારણકે છેક તળિયેથી શરૂઆત કરીને ધીમે ધીમે ઉપર આવવાને બદલે, તેમને પહેલેથી જ મોટી કમાણીવાળા હોદ્દાઓની ઓફર થવા લાગી. હજુ કાચી ઉંમરના અને બિનઅનુભવી હોવાથી તેઓ સમજી શક્તા નહતા કે તેમનુ નામ અને પિતાની પદવીના કારણે તેમને આ હોદ્દાઓ આપવામાં આવે છે.

ફ્રેંકલિન મક્કમ રીતે માનતા હતા કે અમારા પુત્રોને પોતાની મેળે જ નિર્ણયો કરવા દેવા જોઈએ અને ભૂલો પણ કરવા દેવી જોઈએ. કોઈ કોઈ વખત તેમના કેટલાક મિત્રો તેમને એવી સૂચના કરતા કે "તમારે છોકરાઓને થોડું માર્ગદર્શન આપવું જોઈએ." પરંતુ તેઓ હમેશાં કહેતા કે છોકરાઓએ પોતાની જાતે જ બધું શીખવુ જોઈએ. હું માનુ છુ કે તેમના આ વલણનુ એક મોટું કારણ એ હતું કે તેમની માતાએ તેમના દરેક વિચાર અને કાર્યમાં માર્ગદર્શનનો પ્રયાસ કર્યો હતો, અને પોતાની સ્વતંત્રતા માટે તેમને લડત ચલાવવી પડી હતી.

પોતાના માતાપિતા સાથેના ફ્રેંકલિનના લંબાણ અનુભવના

પરિણામે, તેમણે લગભગ વધુ પડના પ્રમાણમાં એવો નિશ્ચય કર્યો હતો કે પોતાના પુત્રોને તેઓ એવી દખલગીરીનો ભોગ બનાવશે નહિ અને તેમની આ ભાવનાએ યોજનાનું રૂપ લીધું હતું.

અમુક પ્રમાણમાં સ્વતંત્રતા મેળવતાં ફ્રૅંકલિન કરતાં મને વધુ સમય લાગ્યો હતો; કારણ કે મારી યુવાનીમાં મેં ઘણી બિનસલામતી અનુભવી હતી. પહેલાં તો મારાં સાસુ અને મારા પતિએ મને જે સલામતીની ભાવના આપી એ માટે હું ઘણી આભારવશ બની હતી. ધીમેધીમે મારે એ શીખવું પડ્યું કે પોતાનો વિકાસ કરવા માટે વિચાર અને કાર્યની અમુક સ્વતંત્રતા જરૂરી છે. આ સ્વતંત્રતા મેળવવા માટે જે લાંબી, ધીમી અને દુઃખદાયક ક્રિયામાંથી મારે પસાર થવુ પડ્યું, તેના કારણે એવો ખ્યાલ મારા મગજમાં ઘર કરી ગયો હતો કે અમારા પર જેવો અંકુશ રાખવામાં આવ્યો હતો તેવો અંકુશ, બાળકો મોટાં થયા પછી તેમના પર રાખવો જોઈએ નહિ. મને ભય છે કે મારી પુત્રવધૂઓ ઘણી વખત એમ માની બેસતી કે મને તેમનામાં રસ ન હતો; કારણકે કોઈ પણ રીતે તેમના જીવન પર હુ અંકુશ રાખતી નથી કે તેમાં દખલગીરી કરતી નથી એમ તેમને લાગે એ માટે હુ બહુ આતુર હતી. મારા સંતાનો કુટુંબી થયા પછી તેઓ મારા પર ધ્યાન આપે તેવી માગણી કરવાનો પ્રયાસ પણ હુ કરતી નહિ. પરંતુ મને લાગે છે કે આ સિદ્ધાંત મેં વધુ પડતો ખેંચ્યો હતો અને હજુ પણ કોઈ કોઈ વખતે એમ કરૂ છુ.

ફ્રૅંકલિન તેમના જાહેર જીવનમા વધુ ને વધુ પ્રવૃત્ત બનતા ગયા તેમ તેમ પુત્રોના હિત માટે સમય આપવાનું તેમના માટે વધુ ને વધુ અશક્ય બનતુ ગયું. તેમને વધુ સમય હોત તો કુદરતી રીતે જ પુત્રોએ પોતાના પિતા પાસે સલાહ માગી હોત પરંતુ ઉપરના કારણે તેઓ સલાહ પૂછી શકતા નહિ. જેમ્સ અને ઇલિયટ વારાફરતી કડવા અનુભવો દ્વારા જ જીંદગીના બોધપાઠ મેળવી શક્યા. આ અનુભવો બહુ જ કડવી રીતે તેમની ભ્રમણા દૂર કરનારા નીવડ્યા.

ઈલિયટને ગ્રોટન ખાતેનાં પોતાનાં વર્ષો પ્રત્યે બહુ જ અણગમો હતો અને તેથી તે કૉલેજમાં ગયો ન હતો. તેને ગ્રોટનની શાળામાં રાખવાનું કારણ એ હતું કે તે જ્યાં જશે ત્યાં શિસ્ત પ્રત્યે અણગમો બતાવવાનો જ છે એમ મારાં સાસુ તથા ફ્રૅંકલિનને લાગતું હતું; ફ્રૅંકલિન માનતા કે શિસ્ત અણગમતી હોવા છતાં કીમતી છે, જ્યારે મારાં સાસુ પુત્રોને ગ્રોટન શાળામાં મોકલવાની કૌટુંબિક પ્રણાલિકામાં ભંગાણ પડે એમ ઇચ્છતાં નહતાં, આ બધાનું પરિણામ એ આવ્યું કે જેમ્સ કરતાં પણ નાની ઉંમરે ઈલિયટને જીવનસંગ્રામમાં ઊતરવું પડ્યું અને મુશ્કેલીઓ પણ વધુ ભોગવવી પડી.

૧૯૧૩ માં મારા પતિ નૌકાખાતામાં મદદનીશ મંત્રી નીમાતાં અમે વૉશિંગ્ટન ગયાં. એ પછી અમે બે જુદાજુદા ભાગના મકાનમાં રહેતા હતાં. જ્યાં કુટુંબ એક સાથે રહેતું હોય તેને ઘર કહેવાય એ સિવાય ખરા અર્થમાં આ અમારું ઘર ન હતું. ચોક્કસ જમીનના ટુકડા પ્રત્યેની કે ચોક્કસ ઘર પ્રત્યેની મમતાની લાગણીમાંથી જે અમુક સંસ્કાર મેળવવા માટે કેટલાંક બાળકો નસીબદાર હોય છે તેવા સંસ્કાર અમારાં બાળકોને કદી મળ્યા ન હતા.

મારા બે નાના પુત્રો માટે પરિસ્થિતિ કંઈક હળવી હતી; કારણ કે, મારા પતિએ એક મોટી છૂટછાટ તરીકે તેમનું મૃત્યુ થતાં સુધી તેમની ખરચી ચાલુ રાખી હતી. ફ્રૅંકલિન જુનિયર હાર્વર્ડમાંથી ગ્રેજ્યુએટ થયા બાદ કાયદાની કૉલેજમા ગયો હતો અને લગ્ન કર્યાં હતાં; એટલે તે નોકરી કરીને પોતાની કમાણી મેળવી શકે તેમ ન હતું. જોને મસાલાના ધંધાની શરૂઆત કરી હતી અને તેનાં લગ્ન પછી ગુજરાન માટે કંઈક મદદની જરૂર હતી. તેઓ જ્યારે નૌકાદળમાં જોડાયા ત્યારે ઘર ખર્ચમાં અમુક હિસ્સો આપવાની ઇચ્છા બતાવી હતી. આ બન્નેને તેમના પિતા તરફથી ખરચી મળતી હોવાથી, કમાણી કરવાની તેમને તાત્કાલિક જરૂરિયાત ઓછી હતી; એટલે તેમના બે મોટા ભાઈઓની જેમ અનુભવોમાંથી તેમને પસાર થવું ન પડ્યું.

જુદે જુદે વખતે મારી પાસે આવેલી એક વાતની માગે અહીં ચોખવટ કરી લેવી જોઈએ: કેટલાકોએ પ્રચલિત કરેલી આ વાત એવી હતી કે અમારો સૌથી નાનો પુત્ર જોન શાંતિવાદી હતો અને એટલે જ લશ્કરમાં જોડાવાની તેની ઈચ્છા ન હતી. હું જેટલા યુવાનોને જાણુ છુ. તે બધાની જેમ જોન પણ, આપણા પર આક્રમણ ન થયુ ત્યાં સુધી યુદ્ધમાં જોડાવા ઉત્સુક ન હતો. તે સખત મહેનતુ હતો અને સારી રીતે આગળ વધતો હતો. તેની પોતાની કારકિર્દીમાં તે સપૂર્ણ રીતે પરોવાઈ ગયો હતો. પરંતુ અમેરિકા યુદ્ધમાં ઊતર્યા પછી અમારા બીજા પુત્રોની જેમ જોન માટે પણ શકાને સ્થાન હતું જ નહિ. યુદ્ધ માટે જે કંઈ કરવુ ઘટે તે કરવાનું જ હતુ અને અમારા પુત્રોમાંથી કોઈએ પણ યુદ્ધ સામે અનરાત્માનો વિરોધ દર્શાવવાનો અથવા શાંતિવાદી બનવાનો સ્વપ્ને પણ વિચાર કર્યો ન હતો.

વ્હાઈટ હાઉસમા જેમ જેમ પ્રવૃત્તિ વધતી ગઈ તેમ તેમ મારા પતિને કૌટુંબિક પ્રશ્નો માટે ઓછો સમય મળતો ગયો, એટલે પોતાના પિતા સાથે ખાનગી વાત કરવા માટે પહેલેથી સમય નક્કી કરવો પડે તેમ છે, એમ જ્યારે અમારા પુત્રોએ જાણ્યુ ત્યારે તેઓ કેટલા નાખુશ થયા હતા એ મને યાદ છે એક વખત અમારા એક પુત્રને લાગ્યુ કે એક મહત્ત્વની વાત પર તેના પિતા સાથે વાત કરવી જરૂરી છે, એટલે તેણે મુલાકાત માટે સમય નક્કી કર્યો મારા પતિ હમેશાં માયાળુ અને નરમાશ ભર્યો વર્તાવ રાખતા. પુત્ર જ્યારે વાત કરતો હતો, ત્યારે તેઓ એ વાત સાભળી રહ્યા હોય એમ લાગતું હતુ, જો કે ખરી રીતે તો તેમના હાથમા જે દસ્તાવેજ હતો તે તેઓ વાચી રહ્યા હતા પુત્રે પૂછ્યુ કે, "હું જે વાત કરુ છુ તે તમે સાભળો છો ને?" તેના પિતાએ જવાબ આપ્યો, "હા".

પરતુ વાત કરતા કરતા પુત્ર જ્યારે થોડી વાર માટે અટક્યો ત્યારે તેના પિતાએ ઊંચે જોયુ અને હાથમાનો કાગળ પુત્રને આપીને કહ્યુ. "આ બહુ જ મહત્ત્વનો દસ્તાવેજ છે એ વિષે તારો શો અભિપ્રાય છે?

હું જાણવા માગું છું," હું ધારું છું કે પુત્રને તેના પિતાએ જાણે તમાચો માર્યો હોય એવો આઘાત થયો હશે, કારણકે તેના મનથી પોતે જે વાત કરી રહ્યો હતો તે દુનિયાની બીજી કોઈ પણ વસ્તુ કરતાં વધુ મહત્ત્વની હતી. તેણે કાગળ જોયો, એ વિષે પોતાનો અભિપ્રાય આપ્યો અને ઓરડો છોડી ગયો.

થોડી વારમાં જ ખૂબ રોષે ભરાઈને તે મારી પાસે આવ્યો અને કહેવા લાગ્યો, 'હવેથી કદી પણ મારા પિતા સાથે હું અંગત બાબત વિષે વાત કરવાની કોશિશ નહિ કરું'. લાંબા વખત સુધી દલીલો કરીને હું તેને સમજાવી શકી કે તેણે વાત કરવા માટે ખોટો સમય પસંદ કર્યો હતો; માટે પરિસ્થિતિ જ્યારે વધુ અનુકૂળ હોય ત્યારે તેણે ફરીથી પ્રયાસ કરવો જોઈએ. મેં તેને એમ પણ કહ્યું હતું કે દેશને માટે મહત્ત્વની બાબત પર તેનો અભિપ્રાય માગીને તો તેના પિતાએ તેને ખરી રીતે માન આપ્યું હતું. તે વખતે આ વાત તેને ગળે ઊતરી ન હતી.

હવે વર્ષો પછી હું જોઈ શકું છું કે તે વખતે જે મુશ્કેલીઓ અસહ્ય લાગતી હતી તે હવે પુત્રોને કે અમોને મહત્ત્વની લાગતી નથી; તે વખતે તો અમોને પણ બીજી રીતની ઉપાધિઓ હતી. હવે તેઓ સ્વીકારે છે કે અમુક વસ્તુઓ અગત્યની હતી, કારણ કે હવે તેમની દૃષ્ટિ બદલાઈ છે અને મૂલ્યાંકનમાં પરિવર્તન થયું છે. હું માનું છું કે શરૂઆતનાં વર્ષોમાં એક જાહેર પુરુષ તરીકે તેમના પિતાના સ્થાનને જેટલું મહત્ત્વ આપતા હતા તેના કરતાં પાછળથી તેઓ ઘણું વધુ મહત્ત્વ આપતા હતા.

મારી આત્મકથાના પહેલા પુસ્તકના અંતમાં, ૧૯૨૪માં મળેલા ડેમોક્રેટિક પક્ષના રાષ્ટ્રીય સંમેલનનો અને એ પછી પ્રમુખપદ માટેના ઉમેદવાર શ્રી. જોન ડેવીસનો પરાજય તથા ન્યૂયોર્ક રાજ્યના ગવર્નર તરીકે આલ્ફ્રેડ સ્મિથના વિજયનો ઉલ્લેખ મેં કર્યો હતો.

મારા પતિ ફરીથી મુખ્યત્વે એક ધંધાદારી ગૃહસ્થ બન્યા. પરંતુ

તેઓ કદી પણ એક કાર્યમાં સંપૂર્ણ રીતે પોતાનું ચિત્ત રોકી શક્તા નહિ. તેમને અંગત રીતે લાગતું વળગતું હતું ત્યાં સુધી, થોડા વખત માટે રાજકારણ પશ્ચાદ્ભૂમિમાં સરી ગયું, પરંતુ અમેરિકન જનનામાં અને રાજકીય પરિસ્થિતિની દરેક વિગતમાં તેમણે રસ લીધો ન હોય એવી ઘડી કદી પણ આવી ન હતી.

કાર્ટર, લેડયાર્ડ એન્ડ મિલબર્નની કાયદાની ઓફિસ ૧૯૧૦માં છોડ્યા પછી અને ૧૯૨૧માં બીમાર પડ્યા ત્યાં સુધી ફ્રૅંકલિન જાહેર જીવનમાં લગભગ સતત રસ લેતા રહ્યા હતા. તેઓ અમારા ડુંગરાળ રિપબ્લિક જીલ્લામાંથી સેનેટર ચૂંટાયા હતા અને વુડ્રો વિલસનને તેમના પહેલા પ્રમુખપદ માટે પસંદ કરનારા ડેમોક્રેટિક સંમેલનમાં એટલો સક્રિય ભાગ લીધો હતો કે ૧૯૧૩માં નૌકાખાતાના મદદનીશ મંત્રી તરીકે નીમવા જેટલું ધ્યાન તેમણે ખેંચ્યું હતું. નૌકાદળ પહેલેથી જ તેમના મુખ્ય રસનો વિષય હોવાથી એ કાર્ય માટે તેઓ સારી રીતે યોગ્ય હતા. તેમની અને નૌકાખાતાના મંત્રી જોસેફસ ડેનિયલ્સની જોડી સારી જામતી હતી.

હું માનું છું કે નૌકાખાતામાં ફ્રૅંકલિનનો હોદ્દો તેમના જીવનનું એક સીમાચિહ્ન હતું. તેઓ સહેલાઈથી સામાજિક જીવનમાં ભાગ લેનારા એક સરસ યુવાન પુરુષ બની શક્યા હોત અને ખાતામાં પોતાનું કામ પૂરું થયા પછી મેટ્રોપોલિટન કલબમાં થોડો વખત બેસીને મિત્રો સાથે ગપાટા મારી શક્યા હોત, પરંતુ ફ્રૅંકલિનના મંત્રી તરીકે અમારી સાથે વોશિંગ્ટન આવેલા લુઈ હોવે નક્કી કર્યું કે ફ્રૅંકલિનના જીવનનો એ સમય એવો હતો કે જ્યારે તેમણે કંઈક નવું શીખવું જોઈએ. તેમણે એવો આગ્રહ કર્યો કે નૌકાખાતાની ગોદીઓ કે જે ફ્રૅંકલિનનો ખાસ વિષય હતો, ત્યાંની કામદાર પરિસ્થિતિ વિષે તેમણે કંઈક શોધી કાઢવું અને ગોદી કામદારોના સંપર્કમાં આવવું. આ બાબતમાં તેમને રસ લેતા કરવામાં લુઈ હોવ સફળ થયા. કામદારો સાથે ફ્રૅંકલિનનો આ પહેલો નિકટનો સંપર્ક હતો.

ફ્રેંકલિન જ્યારે નૌકાખાતામાં હતા ત્યારે એક વખત અમેરિકન સેનેટર તરીકેની ન્યૂયોર્કની પ્રાથમિક ચૂંટણીમાં તેઓ ઊભા રહ્યા હતા અને તેમનો પરાજય થયો હતો. ૧૯૨૦ માં સાન ફ્રાન્સિસ્કો સંમેલનમાં તેમને ઉપપ્રમુખપદ માટેના ઉમેદવાર તરીકે પસંદ કરવામાં આવ્યા. શ્રી. જેમ્સ કોક્ષને પ્રમુખપદ માટેના ઉમેદવાર તરીકે પસંદ કરવામાં આવ્યા હતા. આ ચૂંટણી મુખ્યત્વે પ્રજાસંઘના પ્રશ્ન પર લડવામાં આવી હતી; કારણ કે આગલા વરસે સેનેટે પ્રજાસંઘની વાત ઉડાડી દીધી હતી. ખરી; રીતે આ પ્રશ્ન દેશ સમક્ષ લાવવાના પોતાના પ્રયાસના પરિણામે જ પ્રમુખ વિલસનની કરુણ બીમારી સર્જાઈ હતી.

ફ્રેંકલિનની હાર થયા પછી તેઓ ન્યૂયોર્ક શહેરમાં ધંધામાં જોડાયા.

એડવર્ડ બૉકે ૧૯૨૩ માં શાંતિ માટેનું પારિતોષિક જાહેર કર્યું ત્યારે ફ્રેંકલિને શાંતિના સંગઠન માટેનો નિબંધ રજૂ કર્યો. પાછલા વર્ષોમાં વાતચીત દરમ્યાન ફ્રેંકલિન આ પહેલી બેઠક હરીફાઈમાં પોતે રજૂ કરેલી શાંતિની યોજનાનો ઉલ્લેખ કરતા હતા. હું માનું છું કે એ યોજનામાં તેમણે જે વિચારો રજૂ કર્યા હતા તે તેઓ કદી ભૂલ્યા નહતા. પાછળનાં વર્ષોમાં આ યોજનાની ભૂમિકા પર જ તેમણે વિશ્વશાંતિ માટેની બીજી યોજનાઓ ઘડી હતી. તેમની મૂળ યોજનાનું ધ્યેય, પ્રજાસંઘની કાર્યવાહી દરમ્યાન પ્રગટ થયેલી ખામીઓનો ઉપાય રજૂ કરવાનું હતું; પાછળથી નવી વિચાર સરણી સાથે તેમણે આ ખરડો છેલ્લામાં છેલ્લી પરિસ્થિતિને અનુરૂપ બનાવ્યો હતો.

૧૯૨૪ થી ૧૯૨૮ સુધી, બાળલકવાની અસરમાંથી પોતે કેટલા પ્રમાણમાં મુક્ત થઈ શકે તે શોધી કાઢવામાં પોતાના સમયનો ઘણો ખરો ભાગ ફ્રેંકલિને રોક્યો હતો. અમે ૧૯૨૧ માં જ્યારે કેમ્પોબેલો ખાતે હતાં, ત્યારે એ રોગનો હુમલો તેમના પર થયો હતો અને તેમના હાથ, તથા તેમના પગ પર અમુક અંશે લકવાની અસર થઈ હતી. પાછળથી હાથનો ઉપયોગ તેઓ સંપૂર્ણ રીતે કરતા થઈ ગયા હતા અને તથા બાવડાંનો તેઓ સતત ઉપયોગ કરતા હોવાથી તે ઘણાં

મજ્જૂન થયાં હતાં; પરંતુ તેમના પગ છેવટ સુધી નિરુપયોગી જ રહ્યા.

ધીમે ધીમે કસરતથી તથા બ્રેસ પહેરીને તેઓ ચાલતા થયા. પહેલાં લાકડાની ઘોડી સાથે અને પાછળથી કોઈનો ટેકો લઈને લાકડી સાથે તેઓ ચાલવા લાગ્યા. પહેલાં તેમને ભારે બ્રેસનો ઉપયોગ કરવો પડતો હતો, પાછળથી હળવી બ્રેસો બનાવવામાં આવી હતી. પરંતુ શેષ જીંદગી દરમ્યાન બ્રેસ વિના અને કોઈની મદદ સિવાય તેઓ ચાલી કે ઊભા રહી શક્યા નહિ, જોકે તેઓ તરી શકતા અને પાણીમાં પોલો રમી શકતા.

પોતાના પિતાને એક ક્રિયાશીલ માણસ તરીકે હંમેશાં જાણવા છતાં, આ બીમારીથી આવી પડેલી તેમની મર્યાદાઓ અમારાં બાળકોએ જે સંપૂર્ણ સ્વાભાવિકતાથી સ્વીકારી લીધી તે, આ મર્યાદાઓ સ્વીકારવામાં તેમને પોતાને પણ ખૂબ જ મદદરૂપ બની એમ હું માનું છું. બહારની એટલી બધી બાબતોમાં તેઓ રસ લેતા હતા કે તેઓ હંમેશાં પ્રવૃત્ત રહેતા હતા અને જીવનભર તેમણે કદી પણ કંટાળો અનુભવ્યો ન હતો.

તેમની બીમારીની મારા પર કેવી અસર થતી એમ લોકોએ મને ઘણી વખત પૂછ્યું છે. ખરું કહું તો, મારી લાગણીઓનું પૃથક્કરણ કરવા હું ક્યારેય અટકી નથી. ઘર તથા બાળકો સંભાળવા માટે અને બધું કામકાજ સરળતાપૂર્વક ચાલુ રાખવા માટે એટલું બધું કામ કરવાનું હતું કે મારા પ્રત્યાઘાતો વિષે વિચાર કરવાનો મને કદી સમય મળ્યો ન હતો. હું એક પછી એક દિવસો પસાર કરતી જતી અને મારાથી બને એટલી સારી રીતે જીવનનો માર્ગ કાપતી જતી હતી.

ફ્રેંકલિન ૧૯૨૪ ની વસંત ઋતુમાં પહેલીવાર વોર્મસ્પ્રિંગ ગયા. તે વખતે વોર્મસ્પ્રિંગ દક્ષિણનું એક તદ્દન સામાન્ય હવા ખાવાનું સ્થળ હતું. એક વખત તેની જાહોજલાલી હતી, તરવાનો હોજ એ આ સ્થળની એક માત્ર સરસ વસ્તુ હતી. રેડ ઇંડિયનોના વખતથી આ ઝરા જાણીતા હતા. તેઓ જ્યારે સામસામે લડતા ત્યારે પણ આ વિસ્તારમાં શાંતિ જાળવતા; કારણકે આ ઝરાના પાણીમાં ચમત્કારિક શક્તિ છે એમ તેઓ

માનતા. હવે આ પાણી માટે રોગો દૂર કરવાની ચમત્કારિક શક્તિનો દાવો કરવામાં આવતો નથી, પરંતુ આ પાણીની ચેતનશક્તિ અને ઉષ્ણતાના કારણે થાક્યા વિના કે શરદીનો ભોગ બન્યા વિના લાંબા વખત સુધી તેમાં તરવાનું શક્ય છે. મારા પતિને આ સ્થળ તરત જ ગમી ગયું અને તેમની માતા પરના પત્રોમાં તેનું ઉત્સાહભર્યું વર્ણન તેમણે કર્યું હતું.

ઉત્તરના કેટલાક ભાગોની જેમ દક્ષિણમાં પણ ઘણાખરા માણસો માટે જીવન બહુ જ મુશ્કેલીભર્યું અને કંગાળ હતું, એ જોઈને મને નિરાશા થઈ. એ સ્થળે રહીને ઘણા માણસોને મોટો ફાયદો થયો હતો તે જાણવા છતાં, ત્યાં રહેવામાં મારા પતિને જેટલો આનંદ આવતો તેટલો ખરી રીતે મને કદી પણ આવ્યો ન હતો. એ સ્થળમાંથી તેમને આટલો આનંદ અને સંતોષ મળતા હતાં એ માટે હું આભારી હતી; પરંતુ ત્યાં ઘર રાખવાનું મને કદી ગમ્યું ન હતું.

આમ છતાં વૉર્મસ્પ્રિંગ એક સુંદર સ્થળ હતું અને દર્દીઓમાં અદ્ભુત જુસ્સો જોવામાં આવતો હતો.

ગઝે હમેશા હૂમે ભરતો એમાથી કેટનાક સ્ટ્રેચર પર હતા, કેટલાક પૈડાવાળી ખુરશીમા બેઠા હતા અને કેટલાક લાકડાની ઘોડીના આધારે ચાલતા હતા કેટલાકને લાભ થવાની આશા હતી અને ઘણાને દુર્ભાગ્ય અપંગ રહેવુ પડે તેમ હતુ, છતા તે સાંજે તો બધા આનંદમા હતા

જંગલમા અને ડુંગરાઓની ઉપર તથા નીચે થઈને જતા રસ્તા ઘોડેસવારી માટે સરસ હતા હું પહેલા તો હમેશા બન્ને પગ એક બાજુએ રાખીને જ ઘોડેસવારી કરતી એટલે પુરુષોની જેમ ઘોડેસવારી કરવા જેટલો વિશ્વાસ મેળવતા મને ઘણો વખત લાગ્યો મારે ઘોડેસવારી શરૂઆતથી જ શીખવી પડે તેમ ન હતુ, છતા પણ ઘોડા પર હુ બેસી શકીશ અને તેના પર અંકુશ પણ રાખી શકીશ એમ લાગવા જેટલી હિંમત મારે કેળવવાની હતી પરંતુ આખરે તો ઘોડેસવારી મારા માટે એક મોજ સમાન થઈ પડી હતી અને કેટલાક વર્ષો સુધી હાઈડ-પાર્કમા તથા વૉરિંગ્ટનમા મે તેનો આનંદ ભોગવ્યો હતો

વૉર્મસ્પ્રિંગ્સ ખાતે શરૂઆતમા ફ્રેંકલિનના મંત્રી કુમારી લીહેન્ડ મારા કરતા વધુ સમય આપી શકતા હતા. મારા ચાર બાળકો અના, ઇલિયટ, ફ્રેંકલિન જુનિયર અને જોન અમારા ન્યૂયોર્ક શહેર ખાતેના મકાનમા અથવા હાઈડપાર્કમા મારા સાસુ પાસે રહીને અભ્યાસ કરતા હતા વળી હું કેટલીક રાજદ્વારી પ્રવૃત્તિ પણ ચલાવી રહી હતી લુઈ હોવ ફરીથી મારા પતિના મંત્રી અને મદદનીશ બન્યા હતા અને મહદ્ અંશે તેની પ્રેરણાથી જ મારૂ આ રાજદ્વારી કાર્ય થતુ હતુ

લુઇ વૉર્મસ્પ્રિંગ્સ ખાતે ક્વચિત્ કવચિત્ જતા પરંતુ ન્યૂયોર્કમા તેઓ અવિરત કામ કરી રહ્યા હતા હુ માનુ છુ કે તેમણે ક્યારનુ પોતાના મન સાથે નક્કી કરી લીધુ હતુ કે મારા પતિ કોઈ દિવસ ફરી પાછા રાજકારણમા પ્રવેશ કરશે એટલે પોતાની યોજના તેમણે એ મુજબ ઘડી હતી અને જે કોઈ ઉપયોગી થશે એમ તેમને લાગતુ તેની પાસેથી કામ લેતા

ફ્રેંકલિને ગજફારણમા ફરીથી સક્રિય ભાગ લેવાનું શરૂ કર્યું એ પહેલાના આ વર્ષો દરમ્યાન, ફ્રેંકલિનને રસ પડે એ માટે કેટલીક વસ્તુઓ મેં લુઈ હોવની સૂચનાથી કરી હતી. મારી પ્રવૃત્તિઓ માટે લુઇને બહુ કાળજી હતી એટલા માટે નહિ, પરતુ ગજમારણમા ફ્રેંકલિનનો રસ જાગતી રાખે તેવા માણસોને અમારે ઘેર બોલાવવાનું મારા માટે શક્ય બનશે એવી લુઈની માન્યતાના કારણે મને ડેમોક્રેટિક સ્ટેટ કમિટિના મહિલા વિભાગમા ધકેલવામા આવી

મારુ મુખ્ય કામ અમારા કામ માટે નાણા ઊભા કરવાનુ હતુ હજી પણ મને લાગે છે કે એ કામ મહત્ત્વનુ હતુ, કારણ કે મહિલા વિભાગ પાસે તેના પોતાના નાણા હોય તો તે પોતાની યોજનાઓ ઘડી શકે અને તેનો અમલ કરી શકે મેં જોયુ છે કે સ્ત્રીઓને જે કામ કરવાનુ હોય છે તે કેટલીક વખત રાજ્યની કમિટિના મુખ્ય માણસોને બહુ મહત્ત્વનુ લાગતું નથી કમિટીના ઉપપ્રમુખ તરીકે કામ કરીને મહિલા વિભાગ માટે નાણા ઊભા કરવા ઉપરાત ચૂટણીની ઝુબેશો વચ્ચે સ્ત્રીઓ તથા યુવાન વર્ગનો રસ જાગ્રત કરે તેવા રેડિયો કાર્યક્રમો પર પણ હુ કામ કરતી પાછળથી લુઈ હોવની મદદથી હુ એક નાનકડા માસિકનુ સપાદન પણ કરતી હતી એકદરે ડેમોક્રેટિક સ્ટેટ કમિટીના મહિલા વિભાગમા મે ૭ વર્ષ કામ કર્યું હતુ

રાજ્યની એ ઝુબેશોમા અમે બધા સખ્ત મહેનત કરતા સગઠન એ મુખ્યત્વે મારૂ કામ હતુ અને લુઈની મદદથી કેટલાક ઉત્તમ પ્રચાર સ્ટંટો અમે વહેતા મૂક્યા હતા એમ હુ માનુ છુ દાખલા તરીકે ૧૯૨૪ની ચૂટણી ઝુબેશમા મારા પિતરાઈ ભાઈ થિયોડોર રૂઝવેલ્ટ જુનિયર જે લશ્કરમા, પહેલા નૌકાખાતાના મદદનીશ તરીકે કામ કરી ચૂક્યા હતા, તેની સામે આલ્ફ્રેડ ઈ સ્મિથ ઊભા રહ્યા હતા તે વખતે "ટીપોટ ડોમ" નામનુ એક તરકટ—કે જેની સાથે થિયોડોર રૂઝવેલ્ટને કઈ જ સબધ ન હતો—તેના કારણે ભારે ઉત્તેજના ફેલાઈ હતી, એટલે આ કિસ્સામાથી લાભ ઉઠાવીને અમે એક મોટર પર એવી રચના

ફરી કે જાણે ચહાની દિલ્લીમાંથી વરાળ નીકળતી હોય; ગવનરપદ માટેના રિપબ્લીકન ઉમેદવાર જ્યાં ;જ્યાં ગયા ત્યાં પ્રવાસ કરી રહેલા મોટરોના સરઘસના મોખરે આવી રીતની રચનાવાળી મોટર રહેતી.

મારે ભાષણો કરતાં શીખી જવું એવો પણ લુઈનો આગ્રહ હતો; જ્યારે મારું ભાષણ હોય ત્યારે તે આવીને પાછલી હરોળમાં બેસતા અને પાછળથી મારી ક્યાં ક્યાં ભૂલ થઈ હતી તે મને જણાવતા. એક વખત મારા ભાષણના અમુક ભાગ પર આવતાં હું શા માટે હસી હતી એ તેમણે મને પૂછ્યું. મેં તેને કહ્યું, "હું હસી હતી એવો મને ખ્યાલ પણ નથી. હસવાનું કંઈ કારણ પણ ન હતું." લુઈએ જવાબ આપ્યો, "હસવાનું કંઈ કારણ ન હતું એ હું જાણું છું. એટલે જ હું પૂછું છું કે એ મૂર્ખાઈ ભર્યું ખી...ખી...ખી તમે શા માટે કર્યું?"

ભાષણો કરવાનું શા માટે જરૂરી હતું એ તે વખતે મને સમજાતું નહિ અને તે વખતે મારા માટે આ એક દુઃખદાયક ક્રિયા થઈ પડતી. હવે હું જોઈ શકું છું કે આ રીતે હું પાર્ટીને ઉપયોગી બનતાં ન શીખું, તો કોઈ પણ નેતા મને ખાસ મહત્ત્વ આપે નહિ એમ લુઈને લાગતું હતુ.

ગ્રામ્ય વિસ્તારોમા જેનો વિકાસ થઈ શકે અને ખેતી છોડીને શહેરોમાં જવા ઈચ્છતા યુવાનોને તેમ કરતાં અટકાવે તેવુ કામ આપી શકાય એવો કંઈક ઉદ્યોગ શોધી કાઢવામા મારા પતિ બહુ જ રસ લેતા હતા. ખેતરોમાં જ્યારે કામ ન હોય ત્યારે એ યુવાનોને સારી આવક થાય તેવુ ઔદ્યોગિક કામ આપવાથી પ્રગતિમાન સક્રિય યુવાનોના જૂથને સતત કામ કરતા રાખી શકાશે અને અમારા વિસ્તારમા ખેતીના વિકાસનુ ધોરણ ઊંચું બનાવી શકાશે એમ તેઓ માનતા હતા.

વરમાઉન્ટના એક નાનકડા સમાજની વાત મેં કૂલિને સાંભળી હતી. આ લોકોને પોતાના ઘરબાર અને ગામડા પર પ્રેમ હતો, પરંતુ ખેતી પર તેઓ ગુજરાન કરી શકતા નહિ. એક સાહસિક શહેરી થોડા વખત માટે ત્યાં જઈ આવ્યો અને પાછા આવીને તેણે એવી સૂચના કરી કે

એ વિસ્તારમા ચોક્કસ પ્રકારનુ લાકડુ થાય છે, તેનો ઉપયોગ કોઈક ઉદ્યોગ માટે કરવો જોઈએ. એ લોકોએ ત્યા એક નાનકડા કારખાનાની સ્થાપના કરી. કારખાનામા શિયાળાના મહિનાઓ દરમ્યાન લાકડાના હાથા અને લાકડાની એવી બીજી નાની વસ્તુઓ બનાવવામા આવતી હતી અને એક મોટા ઉત્પાદક દ્વારા તેને વેચાણ માટે મોકલવામાં આવતી હતી. આની લાકડાની વસ્તુઓનુ મોટા પ્રમાણમા ઉત્પાદન કરીને એ લોકોએ તેમનુ જીવન ધોરણ ઊંચુ બનાવ્યુ અને પોતાનાં પ્રિય ખેતરો અને ઘરબાર તેમને છોડવા ન પડયા.

આ પ્રયોગની વાત સાભળીને અમારા પાડોશમા પણ આવા પ્રકારનુ કઈક થઈ શકે તેમ છે કે નહિ તે શોધી કાઢવા માટે મારા પતિ બહુ જ ઉત્સુક હતા. જર્મન માટે તેમને ભારે મહોબ્બત હતી અને તેની ખીલવણી થાય એમ ઈચ્છતા હતા, પરતુ તેમને એ વાતનો ખ્યાલ હતો કે અમારી આસપાસના ઘણા ખેડૂતોને પોતાના યુવાન પુત્રોને ખેતી પર જ ટકાવી રાખવામા બહુ મુશ્કેલી પડતી હતી, કારણ કે સખત મહેનતનો બદલો બહુ જ નજીવો મળતો હતો એટલે નજદીકના યુવાનોની તાલીમ અને રોજગાર માટેના અમારા સાહસમા તેઓ રસ લેતા હતા. અલબત્ત, અમારે કેટલાક નિષ્ણાત કારીગરો રાખવાની જરૂર હતી અને સારા નસીબે કેટલાક ઇટાલિયન અને નોર્વેજિયન કારીગરોના વડીલોને એ કામ માટે અમે મેળવી શકયા.

દુકાનમા અમે તરત જ જોઈ શક્યા કે ખેતરમા મેળવી શકાય તેના કરતા વધુ નાણા જેમા મળે એવુ કામ શીખી લીધા પછી યુવાનો ખેતીના જીવનની દરકાર કરતા નહિ અને નવા ઉદ્યોગમા કામના નિયમિત કલાકો અને સારા પગારનો જે લાભ મળતો તે છોડી દેવાની તેમને ઈચ્છા થતી નહિ એ વાત સાચી છે કે મદીના વર્ષો દરમ્યાન, જ્યારે ઔદ્યોગિક કામ મેળવવામા મુશ્કેલી પડતી ત્યારે, શહેરમાથી ઘણા કારીગરો ખેતરોમાં કામ કરવા પાછા ફર્યા હતા; પરતુ કારખાનામા કે બીજા ઉદ્યોગ હુન્નરોમા કામ મળવા લાગ્યુ કે તરત જ યુવાનો ઓછા

શ્રમવાળા અને વધુ આવકવાળા જીવનમા પાછા ફર્યા. આમા તેમની પત્નીઓનુ તેમને સામાન્ય રીતે ઉત્તેજન મળતુ, કારણ કે ખેતીનુ જીવન પોતાને માટે તેમ જ પોતાના પતિઓ માટે પરિશ્રમ ભર્યુ છે એમ તેમને લાગતુ.

મદીના શરૂઆતના વર્ષો દરમ્યાન જ્યારે લોકો માટે રોજગાર એ બહુ જ મહત્ત્વની વસ્તુ હતી ત્યારે અમે કારખાનુ ચાલુ જ રાખ્યુ હતુ.

૧૯૨૮ની વસત ઋતુમા ડેમોક્રેટિક પક્ષ તરફથી પ્રમુખપદના ઉમેદવાર તરીકે ગવર્નર સ્મિથની પસદગી થશે એમ જ્યારે લાગ્યુ ત્યારે આખા રાષ્ટ્રમા ઝુબેશ ચલાવવા માટે સ્ત્રીઓનો વિભાગ સભાળવાનુ કામ શ્રીમતી બેલ મોસ્કોવીટ્ઝે મને સોપ્યુ

એ વર્ષના જૂન માસમા અમારા પુત્ર ઇલિયટ સાથે મારા પતિ હાઉસ્ટનમા મળેલા ડેમોક્રેટિક રાષ્ટ્રીય સમેલનમા ગયા હતા. ટેક્ષાસ પ્રદેશની ગરમી તેઓ સારી રીતે સહન કરી શક્યા અને આલ્ફ્રેડ સ્મિથને ઉમેદવાર તરીકે પસદ કરાવવામા પોતે મહત્ત્વનો ભાગ ભજવ્યો છે એવી લાગણી સાથે હર્ષપૂર્વક હાઇડપાર્ક પાછા ફર્યા ત્યારે મને ઘણી નિરાત થઈ

ગવર્નર સ્મિથના કાર્યક્રમના કારણે ફ્રેંકલિન અને હુ લાબા વખતથી તેને રાજકીય રીતે ટેકો આપતા આવ્યા હતા, અમે માનતા હતા કે તેઓ સામાન્ય નરનારીઓનુ કલ્યાણ કરવા માગે છે ન્યૂયૉર્ક શહેરમા ૧૯૧૧ મા લાગેલી ત્રિકોણી આગ પછી ગવર્નરે સ્મિથે અમારા રાજ્યમા ફેક્ટરીના કાયદામા સુધારા કરવા માટે કેવા પ્રયાસ કર્યા હતા એ ફ્રેંકલિનને યાદ હતુ એ આગ એક ગઝબનાક આફત સમી નીવડી હતી અને આગ લાગતી વખતે ફેક્ટરીમાથી બહાર નીકળી જવાના માર્ગો તથા આગ સામેના રક્ષણના અભાવે સ્ત્રીઓ અને બાળાઓની એક મોટી સખ્યા બળીને મરણ પામી હતી

ગવર્નર સ્મિથે પોતાના જીવનનો ઘણોખરો સમય એક જ રાજ્યમા અને લગભગ એક શહેરમા પસાર કર્યો હોવાથી તેમનામા

કેન્નીડ ઊણુપો હતી, આમ છતા અમને લાગતુ હતુ કે તેઓ લોકોની જરૂરિયાતો સમજતા હતા, અને તેમની પ્રમાણિકતા વિષે અમને શંકા હતી જ નહિ તેની યાદશક્તિ અદ્ભુત હતી અને ચૂંટણીની લડત દરમ્યાન ખાસ કરીને તેમના પોતાના રાજ્યમા લોકોને કંઈ પણ કહેવાની તેમની પદ્ધતિ અત્યત અસરકારક હતી

ચૂંટણીની લડતમા પોતે બહુ કામ કરી શકે એમ ફ્રેંકલિનને લાગતુ ન હતુ, પરતુ તેઓ અવારનવાર ઓફિસમા આવતા, લડતની યોજના ઘડવા માટેની સભાઓમા બેસતા અને કેટલીક વખત ભાષણો કરતા વડા મથક ખાતે પોતાના પ્રતિનિધિ તરીકે બધો વખત હાજર રહેવાનુ કામ તેમણે લુઈ હોવને સોપ્યુ હતુ

ભાષણ કરવાનો પ્રસંગ હજુ પણ મારા માટે એક કસોટી જેવો થઈ પડતો હતો, એટલે સામાન્ય રીતે એમ માનવામા આવતુ કે મારુ કામ કાર્યાલયની વ્યવસ્થા સભાળવાનું, પત્રવ્યવહાર પર ધ્યાન આપવાનુ, સ્ત્રી મુલાકાતીઓનો સત્કાર કરવાનુ, વક્તાઓ માટેની વિનતિ અગે મત્રણા કરવાનુ અને આમ સામાન્ય રીતે ઉપયોગી થઈ પડવાનુ હતુ એક બે વખત વકતાઓ છેલ્લી ઘડીએ આવી ન શક્યા ત્યારે મારે તેમનુ સ્થાન લેવા માટે કાર્યાલયની બહાર ટૂક મુસાફરીએ જવુ પડ્યુ હતુ

હુ શાળામા શિક્ષણનુ કાર્ય કરતી હોવા છતા અને ન્યૂયોર્કમા ચૂંટણીની લડતના વડા મથકમા કામ કરતી હોવા છતા, એ વર્ષની પાનખર ઋતુમા રોચેસ્ટરમા મળેલા ન્યૂયોર્ક રાજ્યના ડેમોક્રેટિક સમેલનમા મે હાજરી આપી હતી આ વાતનો ઉલ્લેખ હુ એટલા માટે કરુ છુ કે મારા પતિને છેવટે ગવર્નરપદ માટે ઊભા રહેવા કેવી રીતે સમજાવવામા આવ્યા તેની વાત મને જે રીતે યાદ છે તે રીતે હું અહીં રજૂ કરવા માગુ છુ

ઉમેદવારોની આખરી પસદગી થયા પહેલાની બપોરે ડેમોક્રેટિક મિત્રોના ચેરમેન જોન જે રસ્કોબ અને ગવર્નર સ્મિથ મને વાત કરવા માટે બોલાવી મને એથી આશ્ચર્ય ન થયુ મારી મા । પતિ

ઉમેદવાર તરીકે બહાર પડે એવી સ્મિથની ઇચ્છા છે એમ મેં સાંભળ્યુ હતુ, પરંતુ હું જાણતી હતી કે વોર્મસ્પ્રિંગ ખાતે પોતાના ઉપચાર ચાલુ રાખવા જોઇએ એમ ફ્રેંકલિનને લાગતુ હતુ. આ બન્ને ગૃહસ્થો સાથેની વાત પરથી મને જાણવા મળ્યુ કે ફ્રેંકલિનને બહાર પાડવા માટે તેઓ બહુ જ ઉત્સુક હતા અને મને પૂછ્યું કે "એથી તેમની તબિયત પર ખરેખરી અસર થશે એમ તમને લાગે છે?" મેં તેમને કહ્યું કે, "હું કહી શકતી નથી, મને કહેવામા આવ્યુ છે કે ફ્રેંકલિન જો વોર્મસ્પ્રિંગ ખાતે તેમની કસરત અને તરવાનુ ચાલુ રાખે તો તેમની સ્થિતિ કદાચ સુધરે એમ ડૉક્ટરોને લાગે છે." મારા પતિએ પોતે એક વખત હસતા હસતાં કહ્યું હતુ કે જો તેઓ પોતે લાંબી મુદ્દત સુધી જીવશે, તો ફરીથી કદાચ ચાલી શકશે, પરંતુ તેમની પ્રગતિ ઘણી ધીમી હતી અને હવે વધુ સુધારો કેટલોક થઈ શકે એ વિષે મને પણ શકા હતી.

ગવર્નર સ્મિથ અને શ્રી રસ્કોબ એ બન્નેએ ભારપૂર્વક જણાવ્યું કે ફ્રેંકલિનની તબિયતને હાની પહોંચે એવુ કંઇ તેઓ કરવા માગતા નથી પરંતુ માત્ર તબિયતના કારણે નહિ પણ બીજા કારણોથી તેઓ સમતિ આપતા ન હોય તો એ કારણો તેઓ જાણવા માગે છે. મે કહ્યું કે બીજા કોઈ કારણો અગાઉના હોય એમ હું માનતી નથી અને મને લાગે છે કે તબિયતમા વધુ સુધારો કરવા માટેની શક્યતા અજમાવવા જેવી છે એમ ફ્રેંકલિન માને છે.

છેવટે, ગવર્નર સ્મિથ, શ્રી રસ્કોબ અને હું, અમે ત્રણેએ પરિસ્થિતિ પર મંત્રણા કર્યા પછી, તેમણે મને પૂછ્યુ કે, "તમે રૂઝવેલ્ટને ફોન પર બોલાવીને ગવર્નર પદ માટે બહાર પડવા સમજાવશો કે?" છેવટે ફ્રેંકલિન ફાઉન્ડેશન ખાતે પાછા ફર્યા બાદ તેમને ટેલિફોન પર હું બોલાવી શકી તેમણે મને દેખીતા આનદ સાથે કહ્યુ કે તેમણે આખો દિવસ ટેલિફોનથી દૂર રહેવાનો પ્રયાસ કર્યો હતો અને હું પોતે ટેલિફોન પર બોલવતી ન હોત તો તેમણે જવાબ આપ્યો ન હોત. મારી પાસે જેટલો સમય બાકી રહ્યો હતો તેટલા

સમયમા હું તેમને માત્ર એટલુ જ કહી શકી કે "શ્રી ... અને ગવર્નર સ્મિથની વિનતિથી મેં ફોન કર્યો છે અને મારે ટ્રેન પકડવાની હોવાથી હવે હું તમને સ્મિથના હાથમા છોડી દઉ છુ " એ પછી હું દોડી ગઈ મારો સામાન એમનો ... ના માટે અને ટ્રેન પકડવા માટે હું ઓરડામાથી બહાર દોડી જતી હતી તે વખતે બોલાયેલા સ્મિથના શબ્દો "હલ્લો ફ્રેન્ક" હજુ પણ જાણે મારા મનમા ગુજ્યા કરે છે મારા પતિને છેવટે ગવર્નર પદ માટે ઉભા કરવા સમજાવવામા આવ્યા હતા એ સમાચાર મેં બીજા દિવસનું અખબાર જોયુ ત્યારે જ જાણી શકી તેમના આ નિર્ણય માટે તેમને ખેદ થયો હતો કે નહિ એ વિષે પાછળથી તેમને મેં કઇ પણ કહેતા સાભળ્યા નથી એક વખત નિર્ણય ર્યા પછી, બીજો કોઈ પણ શક્યતાનો તેમણે વિચાર જ ર્યો ન હતો

એકદરે ગવર્નરપદ માટેની ૧૯૨૮ની લડત વિષે હુ બહુ થોડુ જાણતી હતી મેં ડેમોક્રેટિક પક્ષની ઓફિસમા કામ કરવાનુ શરૂ કર્યુ હોવાથી ફ્રે ન્કલિનને લાગ્યુ કે ત્યા જ મારે કામ ચાલુ રાખવાની મારી ફરજ હતી અને એ કામમા મારો ઘણોખરો સમય જતો અવારનવાર હુ તેમને સાભળવા જતી અને તેમણે રાજ્યભરમા જોરદાર આંદોલન જમાવ્યુ હતુ ગવર્નર સ્મિથ જો પ્રમુખપદ માટેની ચૂંટણીમા હારી જાય તો ગવર્નર તરીકેની ચૂંટણીમા પોતાને વિજય મળશે એવી, મારા માનવા પ્રમાણે ફ્રેકલિનને આશા ન હતી અને ચૂટણીના દિવસે મોડી રાતે અમે વડામથકમાથી બહાર નીકળ્યા ત્યારે પણ પરિણામ હજુ અચોક્કસ હતુ બીજે દિવસે સવારે, છેવટના આકડા બહાર પડ્યા ત્યારે મારા પતિ મહુજ સાકડી બહુમતીથી ચૂંટાયા હતા હુ માનુ છુ કે ન્યૂયોર્ક રાજ્યમા ગવર્નર સ્મિથનુ જબ્બર પીઠબળ હોવા છતા તેમનો પરાજય અને પોતાનો વિજય થયો એ વસ્તુ મહાન અંજલિ રૂપ છે એમ ફ્રેકલિનને લાગ્યુ હતુ

રાજ્યનો વહિવટ કેવી રીતે ચલાવવો જોઈએ એ વિષે ફ્રેકલિન

બહુ જ સ્પષ્ટ વિચારો ધરાવતા હતા. ગવર્નર સ્મિથના તંત્રમા જે પુનર્રચનાની યોજનાઓનો પ્રારંભ કરવામા આવ્યો હતો તેનો તેમણે અભ્યાસ કર્યો અને હુ માનુ છુ કે સ્મિથે જે જે કર્યું હતુ તે બધાની તેમણે બહાલી આપી. પાછળથી રાષ્ટ્રીય ધોરણે વિકાસ પામેલા ધ્યેયો પ્રત્યેનુ તેમનુ વલણ, રાજ્યના પ્રશ્નો પ્રત્યેની કાર્યપદ્ધતિમા સ્પષ્ટ જણાઈ આવતુ હતુ. દાખલા તરીકે વૃદ્ધાવસ્થાના પેન્શનો માટેની યોજના તેમણે આગળ ધપાવી હતી.

ગવર્નર તરીકે ફ્રેંકલિને કામદાર પ્રશ્નોમા રસ બતાવ્યો હતો અને કામદારોના અધિકારોમા પણ તેઓ માનતા હતા. માલિકોના અધિકારો જેટલુ જ લક્ષ કામદારોના અધિકારો પર આપવુ જોઈએ એમ તેઓ માનતા, અને જ્યારે મુશ્કેલીભર્યો સમય આવ્યો ત્યારે, લોકો પ્રત્યે સરકારની જવાબદારી છે એવા સિદ્ધાંતનો રાજ્યના રાજકારણમા સમાવેશ કરવામા આવ્યો. કામદારોને વધુ પડતી સત્તા આપવાનો આક્ષેપ ફ્રેંકલિન પર મૂકવામા આવ્યો છે, પરંતુ તેમણે માત્ર મૂડી અને મજૂરીની સત્તા સરખી બનાવવાના પ્રયાસ કર્યા હતા. ઇતિહાસના ગાઢ અભ્યાસી તરીકે તેઓ જાણતા હતા કે આગળના સરોબારતંત્રોમા મૂડીદારની સત્તા કેટલી વિશાળ અને અમર્યાદિત હતી.

જમીનની જાળવણી અને જંગલોની પેદાશમા તેઓ ખાસ અંગત રસ લેતા, પરંતુ રાજ્યના વહીવટી વડા તરીકેના તેમના અનુભવના કારણે પાણીનો પ્રશ્ન, રેલ ઇન્દ્રિયનોનો પ્રશ્ન, વાહનવ્યવહાર, કેળવણી તથા રાહત અને સામાન્ય હિતના પ્રશ્નો વગેરેમા પણ રસ લેવાની તેમને પ્રેરણા મળી હતી. આ બધા ધ્યેયો તથા એ વિષેની તેમની સમજણ પ્રમુખપદના વર્ષો દરમ્યાન વિકાસ પામ્યા હતા પ્રમુખ થયા પહેલા તેમણે વ્યાપક પ્રવાસ કરેલો હોવાથી દેશના જુદા જુદા વિસ્તારોમા કેટલા જુદા જુદા પ્રશ્નો છે એ તેઓ જાણતા હતા. આગામી વર્ષો માટેની આ બધી ઉત્તમ તૈયારી હતી

સહકારી હોદ્દાપર આવ્યા પછી, ફ્રેંકલિનમા રાજકીય રસ અને

મહત્ત્વાકાંક્ષા પાછા જાગ્રત થયા. મને ખાત્રી છે કે રાજકારણમા પોતે ફરીથી સક્રિય ભાગ લઈ શકે છે એમ જ્યારે તેમણે જોયુ, ત્યારે નવો હોદ્દો મેળવવામા તેઓ લડતના કેવળ રાજકીય સ્વરૂપમા જ સતોષ લેવા લાગ્યા. પહેલા રાજ્યના, પછી રાષ્ટ્રના અને છેવટે આખી દુનિયાના લોકો માટે રાજકીય કાર્યો દ્વારા સાચો લાભ મેળવવા માટેની ઇચ્છાથી, તેમની મહત્ત્વાકાંક્ષા અને રાજકારણના વિજ્ઞાનના ઉપયોગને જુદા પાડવાનુ મુશ્કેલ છે ધ્યેયો માટેની જરૂરિયાત સજોગોના કારણે વધતી ગઈ તેમ તેમ ધ્યેયો પણ વિકાસ પામતા ગયા અને સમય પસાર થતો ગયો તેમ તેમ ક્ષિતિજ વિશાળ બનતુ ગયુ; એક રાષ્ટ્ર તરીકે દુનિયા આપણા પર આધાર રાખે એવી સ્થિતિમા આપણે આવી પહોચ્યા.

આલ્બનીની (ન્યૂયોર્ક રાજ્યનુ પાટનગર) મા થયેલુ કામ, ભાવિ કાર્ય માટેની પશ્ચાદ્ભૂમિ તરીકે અવશ્ય અમૂલ્ય હતુ. જે ધારાસભ્ય જૂથોમા તેમનો રાજકીય પક્ષ લઘુમતીમા હતો તેમની સાથે કામ કરવાનો અનુભવ તેમને ત્યા મળ્યો. પાછળથી વોશિંગ્ટનમા મને ઘણી વખત એવી ઇચ્છા થતી કે, આલ્બનીમા ડેમોક્રેટિક ધારાસભ્યો સાથે તેમણે કેળવણીના પ્રદેશમા જે જાતનુ કાર્ય કર્યું હતુ તે વોશિંગ્ટનમા ડેમોક્રેટિક પક્ષની બહુમતી હોવા છતા—કરી શકવાનુ તેમના માટે શક્ય બન્યુ હોત તો કેવુ સારુ થાત!

આલ્બનીની ખાતેના વર્ષોની છાયા ઘણી લાબી હતી. પાછળી રાષ્ટ્રીય કાર્યક્રમનુ સ્વરૂપ લેનાર ઘણા પ્રયોગોની અજમાયશ આ રાજ્યમા થઈ હતી. કોઈ પણ કાર્યક્રમનો રાષ્ટ્રવ્યાપી અમલ કરતા પહેલા નાના પાયા પર તેનો પ્રયોગ કરવાની શક્યતા બને છે એ અમેરિકાના ૪૮ રાજ્યોની રચનાનો મોટો લાભ છે એવી ફ્રેંકલિનની રાજકીય ફિલસૂફી હતી અને આ ફિલસૂફીનુ વિવરણ કરતા મે તેમને ઘણી વખત સાભળ્યા હતા

ગવર્નરપદના એ વર્ષો દરમ્યાન મારુ જીવન બન્યુ હતુ શિક્ષણની

કારકિર્દીમાં મને પહેલી જ વાર એવું કામ મળ્યું હતું કે જે હું છોડવા ઈચ્છતી ન હતી. આના પરિણામે સ્કૂલના વેકેશનો સિવાયના સમયમાં દર અઠવાડિયે અમુક દિવસો ન્યૂયોર્ક શહેરમાં ગાળવાની યોજના મેં ઘડી હતી. હવે મને સમજાય છે કે મારા માટે આવી યોજના કરવાનું મૂર્ખાઈ ભર્યું હતું, કારણ કે ગવર્નરના પત્ની તરીકેના મારા સ્થાન સાથે સંકળાયેલી બધી જવાબદારીઓ હું અદા કરતી હોવા છતાં, સાચી મિત્રતા કરવાનો અથવા સત્તાવાર કાર્યક્રમો સિવાય આલ્બનીના લોકો સાથે બહુ હળવામળવાનો બહુ સમય મારા માટે રહેતો નહિ.

મારા પતિને નૌકાવિહારનો ભારે શોખ હતો. તેમના જાણવામાં આવ્યું કે નહેર પરની સફર અથવા નિરીક્ષણ માટેની સફરોમાં રાજ્યના અધિકારીઓના ઉપયોગ માટે ન્યૂયોર્ક રાજ્ય પાસે માત્ર એક નાનકડી નૌકા જ છે. આ હેતુ માટે ઉનાળા દરમ્યાન તેમણે પોતે જ એ નૌકાનો ઉપયોગ કરવાનો નિર્ણય કર્યો. ફ્રેંકલિનને આ નૌકાવિહાર બહુ આરામદાયક થઈ પડતા અને કેટલીક વખત અમે અમારાં બાળકોને પણ અમારી સાથે લઈ જતા. [illegible] પર રાજ્યની મોટર રાજ્યની પોલીસ સાથે અમારી પાછળ જ રહેતી. દિવસે નૌકા છોડીને અમે રાજ્યની જુદીજુદી સંસ્થાઓની મુલાકાત લેતા. મારા માટે આ એક અમૂલ્ય તાલીમ હતી. રાજ્યની જેલો, પાગલખાના અને અપંગ બાળકો માટેની હૉસ્પિટલોની મુલાકાત હું કોઈ કોઈ વખત લેતી, પરંતુ કોઈ પણ સંસ્થાના સંચાલનમાં ઊંડા ઊતરવાના અથવા તેના સારા કે નરસા અંગો જાણવાના ઈરાદાથી મેં ક્યારેય આવી મુલાકાતો લીધી ન હતી.

અમે જે સંસ્થાની મુલાકાત લેતા તેના વડા સામાન્ય રીતે મારા પતિ સાથે મોટરમાં બેસતા અને સંસ્થાની આજુબાજુ ફરીને [illegible] નવા મકાનોની જરૂર હતી અને તે ક્યાં બંધાવી શકાય એ તેમને બતાવતા. આ રીતે સંસ્થા વિષે ફ્રેંકલિન અંગત માહિતી મેળવતા અને ધારાકીય નાણા સમિતિને તેઓ મળતા ત્યારે એ માહિતી તેમને મદદરૂપ થઈ પડતી.

તેમને ચલાવવામાં એટલી મુશ્કેલી પડતી કે તેઓ સંસ્થાની અંદર જઈ શક્તા નહિ અને જગ્યાની તંગી, સ્ટાફ, ખોરાક તથા તબીબી સંભાળની દૃષ્ટિથી તેનું સંચાલન કેવી રીતે થતું હતું તેનો સાચો ખ્યાલ મેળવી શકતા નહિ. નિરીક્ષણ અંગેનું આ કાર્ય સંભાળી લેવાનું તેમણે મને કહ્યું અને પછી તો મારાં હેવાલો તેમને બહુ જ અસંતોષકારક લાગતા. સંસ્થાની મુલાકાતના દિવસે રસોઈની કઈ કઈ વસ્તુઓ લખેલી હતી એ હું તેમને કહેતી ત્યારે તેઓ મને પૂછતા કે, "પણ જે ખોરાક લખેલો હતો એ જ ખોરાક સંસ્થાના માણસોને મળે છે કે કેમ તેની તપાસ તમે કરી હતી કે?" એટલે લખેલી વાનીઓ પ્રમાણે જ રસોઈ થાય છે કે કેમ તેની ખાતરી કરવા માટે રસોઈના વાસણો પણ રસોડામાં જઈને તપાસવાની મને ટેવ પડી, પથારીઓ વધારે પડતી નજીક થાય છે કે કેમ અને પથારીઓ વીંટી લઈને બાજુમાં મૂકવામાં આવે છે કે દિવસ દરમ્યાન બારણા પાછળ મૂકી રાખવામાં આવે છે તેની પણ તપાસ કરતા હું શીખી. ત્યાંના પ્રત્યેક દર્દીઓનું વર્તણ તપાસતા પણ હું શીખી, અને આખરની ખાતેના અભાગ વર્ષો પૂરા થતા પહેલા રાજ્યની સંસ્થાઓ વિશેના હેવાલો રજૂ કરવામાં હું ઠીક ઠીક નિષ્ણાત બની ગઈ.

માતા, ગવર્નરની પત્ની અને શિક્ષક નાગરિકના ભાગ પ્રવૃત્તિમય જીવનમાં હું મશગૂલ બની ગઈ અને ૧૯૩૦ ની ચૂંટણીની લડત સુધી તેમાં ફેરફાર થવાના પ્રસંગો બહુ જ ઓછા આવ્યા હતા. ૧૯૩૦ ની લડત બહુ જ સહેલી હતી અને તેમાં ગવર્નરની ચૂંટણી દરમ્યાન કોઈ પણ ઉમેદવારે મેળવેલા વધુમાં વધુ મતો ફ્રેંકલિનને મળ્યા. એથી ફ્રેંકલિનના બધા પક્ષકારોને સંતોષ થયો હતો એમ હું માનું છું. આ અનુભવને લીધે બેવડો લાભ થયો, એક તો રાજ્યમાં ફ્રેંકલિનનું સ્થાન મજબૂત થયું અને બીજું પ્રમુખપદ માટેના ભાવિ ઉમેદવાર તરીકે પણ તેમની સ્થિતિ મજબૂત બની. ભવિષ્યની આ શક્યતામાં મને ખાસ રસ હતો પરંતુ તેમના રાજકીય પક્ષકારોને તેમાં બહુ જ રસ હતો.

પોતે પ્રમુખપદ માટે ઊભા રહેવાનો નિર્ણય ક્યારે કર્યો એ ફ્રૅંકલિને મને કહ્યું ન હતુ, પરંતુ લુઈ હૉવ પાસેથી મેં જાણ્યુ કે તેણે (લુઇએ) એ માટે નિર્ણય કર્યો હતો અને એ માટેની ભૂમિકા તૈયાર કરવા માટે તે પોતાની રીતે કામ કરી રહ્યા હતા.

ડેમોક્રેટિક પક્ષનુ સમેલન (કન્વેન્સન) મળે એ પહેલાની લડતની યોજના લુઈ હૉવે તૈયાર કરી હતી. લડતની વ્યૂહરચના અને માણસોની પસંદગી મહદ શે તેમના પર જ છોડી દેવામાં આવ્યાં હતા અને તે જો કે ફ્રૅંકલિન સાથે પોતાની યોજનાઓ વિષે વાત કરતા ખરા, છતાં પણ આખી લડત પરનુ પ્રભુત્વ અને તેની પાછળનુ ભેજું તેનુ (લુઈનુ) જ હતુ. લુઈ પોતાની શારીરિક શક્તિ અને પોતાના દેખાવની મર્યાદાઓ જાણતા હતા અને તેઓ એ પણ જાણતા હતા કે જનતાની નજરથી દૂર પશ્ચાદભૂમિમા રહીને દોરીસંચાર કરવામા જ તેમને મોજ આવતી હતી. આવી રીતની સત્તા તેમને ગમતી અને આ સત્તા પોતાના હાથમા છે એમ થોડાક માણસો જાણે એવી તેમની ઇચ્છા હોવા છતાં, એકંદરે તેઓ પડદા પાછળ જ રહેવાનુ પસંદ કરતા હતા.

સામાન્ય સ્ત્રી, પુરુષ અને બાળકનુ જીવન સારૂ બનાવવાના પોતાના ધ્યેયમાથી ફ્રૅંકલિન પોતાની સમગ્ર કારકિર્દી દરમ્યાન ક્યારેય પણ વિચલિત થયા ન હતા. આ ધ્યેયની સિદ્ધિ માટે હજારો સાધનોનો ઉપયોગ થતો, અનેક મુસ્કેલીઓ ઊભી થતી, યોજનામા ફેરફારો થતા, પરંતુ જે કંઈ કરવાનું હતુ તેના પાછળના હેતુ તરીકે તો આ ધ્યેય જ રહેતુ છેવટે, યુદ્ધ અટકાવવા માટે જ તેમના તમામ પ્રયત્નો છતા યુદ્ધ લડવુ જ પડ્યુ, કારણ કે બનાવોની અવિરત કૂચે બતાવી આપ્યુ કે કેવળ યુદ્ધથી જ ફાસીવાદનો નાશ કરી શકાશે. યહૂદીઓ પરના અત્યાચારો એ તો માત્ર શરૂઆત હતી; ફાસીસ્ટ નેતાઓથી જુદા પડતા સૌ કોઇને જે અત્યાચારો સહેવા પડત તેનુ આ પ્રારંભિક ચિહ્ન હતુ. એ ફાસીસ્ટ નેતાઓ સામે પગલા લેવાયા ન હોત તો સામાન્ય માનવી

માટેની તમામ સ્વતંત્રતાનો અંત આવ્યો હોત અને તેનો અંત આવવાની સાથે, ફ્રેંકલિન તથા લોકશાહી દેશોના બીજા બધા માણસો જે ધ્યેયમાં માનતા હતા તે પણ નાબુદ થયાં હોત.

ફ્રેંકલિન હંમેશાં માનતા કે પોતે, લોકોના આદેશ પ્રમાણે વર્તવા માટે પસંદ કરેલું એક સાધન છે એમ પ્રમુખે માનવું જોઇએ, પરંતુ તેની સાથોસાથ તેણે એમ પણ માનવું જોઇએ કે પ્રમુખ તરીકે લોકોને પ્રકાશ અને માર્ગદર્શન આપવાની પણ તેની જવાબદારી છે. હું માનું છું કે ભારે કટોકટીમાં પોતાની શકિત અને ડહાપણ કરતાં ઉચ્ચ એવાં શકિત અને ડહાપણનું માર્ગદર્શન પોતાને મળે છે એમ ફ્રેંકલિનને લાગતું, કારણકે તેમની ધાર્મિક શ્રદ્ધા સરળ અને સીધી સાદી હતી. ફ્રેંકલિન જાણતા હતા કે એક વ્યકિત તરીકે અથવા બધા માણસો જેનો આશ્રય લેવા આવે એવા ડહાપણના ફુવારા તરીકે પોતાને માનવાનુ મૂર્ખતાભર્યું હતું; આમ છતાં છેવટના નિર્ણયો તેમને કરવાના હતા અને કેટલીક વખત આધ્યાત્મિક માર્ગદર્શનમાં શ્રધ્ધા વિના આવા નિર્ણયો કરવાનુ અશક્ય બની ગયું હોત.

ફ્રેંકલિન કરતાં સલામતીની વધું ભાવના આપણામાં જગાવી શકે એવો બીજો કોઈ માણસ મેં જાણ્યો નથી; કારણ કે અમુક પ્રશ્નનો ઉકેલ લાવવાનું માણસ જાત માટે અશકય છે એમ મેં તેમને કદી કહેતા સાંભળ્યા નથી. તેઓ મુશ્કેલીઓનો સ્વીકાર કરતા અને ઘણી વખત કહેતા કે તેઓ પોતે જો કે જવાબ જાણતા ન હતા, છતાં તેમને સંપૂર્ણ વિશ્વાસ હતો કે તેનો કંઇક જવાબ હોવો જોઇએ અને કોઇક સ્થળે આનો જવાબ આપી શકે તેઓ માણસ મળવો જ જોઇએ તેમ જ પોતાની મેળે એ જવાબ શોધી શકાય અથવા બીજા કોઈ દ્વારા જવાબ મળી આવે ત્યાંસુધી એ માટેના પ્રયાસ ચાલુ રાખવા જ જોઇએ. પોતાની શકાઓ વિષે તેઓ કદી-વાત કરતા નહિ. જ્યારે તેઓ કોઈ યોજના તૈયાર કરતા હોય ત્યારે ઘણા માણસો સાથે મસલત કરતા-અને સાગમાં સારી સલાહ મેળવતા, પરંતુ એક વખત નિર્ણય કરી લીધો એટલે પછી

ચિંતા કરવામા તેઓ સમય ગુમાવતા નહિ

ફ્રેન્કલિનની આ લાક્ષણિકતા હતી જીવનનો અથવા તો જીવન દરમ્યાન ઉપસ્થિત થતા કોઈ પણ પ્રશ્નનો ભયપૂર્વક સામનો કરતા મે તેમને કદી જાણ્યા નથી અને તેમનુ આ હિંમત ભર્યું વલણ દેશના લોકોમા પણ તેઓ રેડી શક્યા હતા એમ મને કેટલીક વખત લાગ્યુ છે પ્રમુખ તરીકેના તેમના કારોબારી તંત્રના શરૂઆતના વર્ષો દરમ્યાન મંદીમાથી મુક્ત થવામા આ વસ્તુ તેમને મદદ રૂપ બની હોય એ સપૂર્ણ રીતે શક્ય છે ફ્રેન્કલિન સારી રીતે જાણતા હતા કે દુનિયાની શ્રેષ્ઠમા શ્રેષ્ઠ નીતિ ઘડવા છતા, જ્યાસુધી લોકો પોતે જ એ નીતિનો અમલ શક્ય ન બનાવે ત્યાસુધી પોતે લોકોને મદીના પંજામાથી મુક્ત કરી શકશે નહિ પરંતુ લોકોની હિંમત અને શક્તિમા તેમને વિશ્વાસ હતો અને તેમણે એ વિશ્વાસનો સરસ જવાબ વાળ્યો

ગભીર વિચારણા પૂરી થયા પછી અને નિર્ણયો લેવાઈ ગયા પછી વિનોદી બનવાની અને ગભીર વસ્તુઓ પ્રત્યે પણ હળવુ વલણ બતાવવાની શક્તિ વિના, કોઈ પણ માણસ અમેરિકાના પ્રમુખ તરીકેનુ કામ લાબા વખત સુધી કરી શકે કે કેમ એ વિષે મને શક છે મહાન જવાબદારી ઉપાડવી, તેનો ભાર ખમવો અને છતા જીવનનો આનદ લેવો એ બન્ને માટે અનેક વિવિધ લક્ષણોનુ મિશ્રણ જરૂરી છે લોકશાહીના સમયમા આવુ મિશ્રણ ન ટૂના નેતાઓ માટે જરૂરી છે

અંગત દૃષ્ટિબિંદુથી જોતા, મારા પતિ પ્રમુખ બને એમ હુ ઇચ્છતી ન હતી પરંતુ હુ જોઈ શકી કે જે માણસ જાહેર જીવનમા પડવા ઇચ્છતા હોય અને નિઃશંક રીતે એ માટે સુયોગ્ય હોય તેમને જાહેર જીવનની બહાર રાખવાનુ અશક્ય છે મારી આ કેવળ સ્વાર્થી ભાવના હતી અને આ વિષેના મારા વિચારો મે તેમને કદી જણાવ્યા ન હતા મે ચૂંટણીની લડતમા સીધી રીતે કામ કર્યું ન હતુ, કારણ કે બીજાઓ એ કામ મારા કરતા વધુ સારી રીતે કરી શકે છે એમ હુ માનતી હતી પરંતુ હુ ઘણા પ્રવાસમા તેમની સાથે ગઈ હતી અને ફ્રેન્કલિનને જે કંઈ મદદ

ફ્રેંક પોતે મૂંઝાતા અને એ ટાપુ ક્યાં આવ્યો તે માટે તેમને નકશો જોવો પડ્યો

૧૯૩૨ના ચૂંટણીપ્રવાસ દરમ્યાન જુદીજુદી વસ્તુઓમાં થતો બગાડ, જમીનની જાળવણીનો અભાવ, જમીનનું ધોવાણ વગેરેના સ્પષ્ટ ચિહ્નોની તેમના પર બહુ અસર થઈ, અને તેમણે જે કંઈ જોયું તેના આધારે તેમણે પોતાના પગલાની યોજના ઘડી પરંતુ જે બાબતમાં તેઓ સૌથી પ્રબળ વિચારો ધરાવતા હતા તે એ હતી કે લોકોમાં જે સુષુપ્ત ચેતનશક્તિ છે તે જાગ્રત કરીને તેનો ઉપયોગ કરવો જોઈએ "આપણે જો કોઈ વસ્તુનો ભય રાખવાનો હોય તો તે વસ્તુ 'ભય' પોતે જ છે" એવા તેમના પ્રારંભિક ભાષણના શબ્દોની પ્રેરણા તેમને લોકોમાંની તેમની શ્રદ્ધામાંથી મળ્યા હતા એમ હું માનું છું

રેડિઓ પર તેમનો અવાજ સરસ રીતે ઝળકી ઊઠતો એ એક કુદરતી ભેટ હતી, કારણ કે તેમના સમગ્ર જીવન દરમ્યાન વાક્છટા અથવા જાહેર ભાષણ વિષે તેમણે કદી પણ તાલીમ લીધી ન હતી તેઓ શાળામાં ગયા ત્યારથી જ વાદવિવાદમાં ઊતરતા અને નાની વયમાં તેમણે સંગીતની તાલીમ લીધી હતી કારણ કે કોલેજમાં તેમને સંગીતનો શોખ હતો પરંતુ અવાજના ઉપયોગમાં તેમની તાલીમ આટલા પૂરતી જ હતી ફ્રેંકલિનના વહિવટ દરમ્યાન દરેક સરકારી યોજનામાં "આપણો પણ બુદ્ધિયુક્ત અને સમજણભર્યો હિસ્સો છે" એવી લોકોને ખાતરી કરાવવામાં ફ્રેંકલિનનો અવાજ અવશ્ય મદદરૂપ બન્યો હતો

ચૂંટણીની રાત્રે અમે ન્યૂયોર્ક શહેરમાં હતા મારા પતિ ખાતર હું પણ બેશક આનંદમાં હતી કારણ કે હું જાણતી હતી કે તેઓ બાળલકવાનો ભોગ બન્યા ત્યારે નસીબે તેમને જે ફટકો લગાવ્યો હતો તેનો બદલો પ્રમુખપદ તેમને ઘણી રીતે વાળી આપશે અને કટોકટીમાં દેશને મદદ કરવાની તેમની શક્તિમાં મને અચળ વિશ્વાસ હતો અલબત્ત, તેમની તો વિજય મેળવવાની ઇચ્છા હતી જ અને જાહેર જીવનમાં પોતાના દેશની સેવા કરવાની આ તક તેમને જોઈતી જ હતી

પરંતુ હું પોતે ચિંતાતુર હતી મને લાગ્યું કે મારા પોતાના અંગત જીવનનો હવે અંત આવશે પ્રણાલિકા અનુસાર મારે હવે કેવું જીવન ગાળવાનું હતું તે હું સારી રીતે જાણતી હતી. મેં શ્રીમતી થિયોડોર રૂઝવેલ્ટનું જીવન નિહાળ્યું હતું અને પ્રમુખના પત્ની થવું એટલે શું તે હું જાણતી હતી. એટલે ભાવિ પ્રમુખપત્ની તરીકે હું બહુ ખુશ થઈ એમ કહી શકતી નથી. મારી પોતાની કમાણી કરીને મેં થોડા વખતથી કેટલીક નાણાકીય સ્વતંત્રતા મેળવી હતી અને મને જે બાબતોમાં અંગત રસ હતો તે હું કરી શકી હતી. એ રાત્રે મારા દિલ અને દિમાગમાં ભારે મંથન થયું હતું અને મારી સમક્ષ રહેલો માર્ગ કેવો હશે એ બીજા કેટલાક મહિનાઓ સુધી સ્પષ્ટ થયું ન હતું.

એ પછી મારા જીવનમાં તાબડતોબ પરિવર્તન થવા લાગ્યું. મારા પતિની ચૂંટણીમાં જીત થઈ કે તરત જ છૂપી પોલીસે તેમના રક્ષણની જવાબદારી સંભાળી લીધી. ૬૫મી ગલીમાં આવેલું અમારું મકાન છૂપી પોલીસના માણસોથી ભરચક હતું. ફ્રેંકલિન જ્યારે ઘરમાં હોય ત્યારે મહેમાનો વિષે ઝીણવટ ભરી તપાસ થતી અને બધાની ઓળખાણ આપવી પડતી.

શિયાળાના પાછલા દિવસો દરમ્યાન મેં શ્રીમતી હુવરની શિષ્ટાચાર અનુસાર મુલાકાત લીધી અને વ્હાઈટ હાઉસમાં ગયા પછી કેવી રીતે ઓરડાઓનો ઉપયોગ કરવો એ વિષે મેં નિર્ણય કર્યો કેટલાક ઓરડા તેમણે મને જાતે જ બતાવ્યા પરંતુ મેં રસોડું જોવાની ઇચ્છા દર્શાવી ત્યારે મને ખાતરી છે કે ગડતનો દમ લઈને એ કામ તેમણે હાઉસ કીપરને તથા વ્હાઈટ હાઉસના મુખ્ય ચોપદાર આઈક હુવર કે જેને હું પ્રમુખ થિયોડોર રૂઝવેલ્ટના સમયથી ઓળખતી હતી તેમને સોંપ્યું શરૂઆતના દિવસો માટેની ગોઠવણો અંગે તેણે મારી સાથે વાત કરવાની ઇચ્છા દર્શાવી હતી.

એ મુલાકાત મને સ્પષ્ટ રીતે યાદ છે લાફાયેટ ચોકમાંથી હું ઝડપથી આગળ વધી કારણ કે મને ભય હતો કે હું મોડી પડી છું.

અને વસ્ત્રોના મટ સુધી પહોચવામા મને એટલી બધી વાર લાગ કે કીમતી સમય નકામો જાય છે એમ મને લાગ્યુ અને તેથી મા પલગ મે બાજુના નાનકડા ડ્રેસિંગ રૂમમા ફેરવાવ્યો

મારી બેહેનના ઓરડામા ટેબલ પર ટેલિફોન માટે મે માગણી કરેલી મે દિવસો વીતી ગયા છતા ટેલિફોન ન આવ્યો મે પૂછપરછ કરી ત્યારે મારા જાણવામા આવ્યુ કે ટેલિફોન ગોઠવી શકાય એટલે લાંબો વખત હુ ઓરડાની બહાર રહેતી નહિ, એટલે ટેલિફોનના માણસે અંદર આવી શક્યા ન હતા—અને મુખ્યના પત્ની ઓરડામા હોય ત્યારે આજુબાજુ માણસો ફરે એ અજુગતુ ગણાય એમ માની લેવામ આવ્યુ હતુ, મે આ સ્થિતિનો તરતજ ઉપાય કર્યો અને ભારપૂર્વક જણાવ્યુ કે આજુબાજુ મજૂરો કામ ના હોય એવી સ્થિતિથી ટેવાયેલી છુ

જ્યારે તેમને જણાયું કે રાત્રે રેફ્રીજરેટરને તાળું વાસવામાં આવે છે, ત્યારે મને ઠપકો આપવાનું તેમને બીજું કારણ મળ્યુ.

મારા મંત્રી કુમારી થોમ્પસનના ડેસ્ક પર ટપાલનો ઢગલો થવા લાગ્યો, જેમાં પત્રો, પુસ્તકો; ભેટો અને જુદી જુદી જાતની બીજી વસ્તુઓનો સમાવેશ થતો હતો. તેણે એકલે હાથે ટપાલને પહોંચી વળવાનો પ્રયાસ કર્યો, કારણકે આ કામમાં અમને મદદ કરવા માટે સ્ટાફ હતો એમ કોઈએ અમને કહ્યું ન હતું. છેવટે એડીથ હેલ્થ નામની એક મિત્ર જે વોશિંગ્ટનથી પરિચિત હતાં તેનાથી આ સહન થયું નહિ અને તેણે નરમાશથી કહ્યું, "તમે આ ટપાલ મિ. મેગીને શા માટે સોંપતા નથી? તે હાથ જોડીને નીચે નવરા બેસી ગયા છે અને ત્યાં તમને મદદ કરવા માટે તેમનો સ્ટાફ પણ છે." એ પછી અમે એક પદ્ધતિ નક્કી કરી જે ઘણી સરસ રીતે ચાલી અને બધી ટપાલ મળી ગયા પછી થોડા જ વખતમા તેનો જવાબ આપવામાં આવતો હતો એ વસ્તુ માટે અમને હંમેશાં અભિનંદન આપવામાં આવતા હતા.

પાછળથી એડીથ હેલ્થનુ સ્વૈચ્છિત કાર્ય એટલું વધી પડ્યુ કે તેમનુ કાયમી સ્થાન સામાજિક મંત્રી જેવુ થઈ પડ્યુ. કુમારી થોમ્પસન તરત જ જોઈ શક્યા કે ટપાલ સંભાળવામા અને મારૂ અંગત કામ કરવામા જ તેમનો બધો સમય રોકાઈ જતો હતો; અને વોશિંગ્ટનના સામાજિક જીવનની અટપટી વાતો પર પ્રભુત્વ મેળવવામા મારી જેમ તેને પણ ખાસ રસ ન હતો.

શરૂઆતથી જ પશ્ચિમના હોલમા સવારના ૮ કે ૮-૩૦ કલાકે નાસ્તો લેવાની ટેવ મેં પાડી હતી. મારા પતિ હંમેશા બિછાનામા જ નાસ્તો લેતા અને તેમનો નાસ્તો લાવવામાં આવતો કે તરત જ હુ હંમેશાં તેમના ઓરડામા જતી. હુ માત્ર "ગુડમોર્નિંગ" કહેવા જ રોકાતી કારણકે તે વખતે કોઈ પણ જાતની વાતચીત તેઓ પસંદ કરતા નહિ અને બધાં અખબારો વાચી જતા. કેટલાક અખબારો પર તેઓ માત્ર નજર નાખી જતા પણ બીજા કેટલાક લેખો તેઓ પહેલેથી છેલ્લે

ગમ્મત ભરવા માટેની અસંખ્ય અગવડો મળતી અને બીજા કોઈ કરતા પ્રમુખ વધુ ઉદારતાથી ફાળો આપે એવી આશા હંમેશા રાખવામા આવતી મને ખાતરી છે કે દરેક પ્રમુખ વ્હાઈટ હાઉસમા આવે છે ત્યારે તેની પાસે જેટલા નાણા હોય છે તે ઓછા કરીને જ તે વ્હાઈટ હાઉસ છોડે છે

આ બધા ખર્ચનો હિસાબ રાખવાનુ અને વ્હાઈટ હાઉસનુ સચાલન કરવાનુ કામ ગૂંચવણ ભર્યું બની જતુ વ્હાઈટ હાઉસ માટે કરવામા આવતી ખરીદીઓ અંગે પણ ગૂંચવણો અને મુશ્કેલીઓ ઊભી થતી કોઈ પણ ઘસાઈ ગયેલી કે નકામી થઈ ગયેલી વસ્તુ ફેંકી દઈ શકાય નહિ તેને બદલે બીજી નવી વસ્તુ ખરીદવામા આવે ત્યારે એ જૂની વસ્તુ હાજર કરવી જ જોઈએ પરિણામે જૂના ફરનીચરથી ગોડાઉનો ભરાઈ જતા અને જ્યારે તસુ જેટલી પણ જગા ન રહે ત્યારે એ જૂના ફરનીચરનો નિકાલ કરવામા આવતો દાખલા તરીકે હાઉસ કીપરને ચટણી ગાળવાની નવી ગરણી ખરીદવી હોય તો પણ, નવી ગળણી ખરીદ કરવાની જરૂર છે જ એમ બતાવવા માટે તેને જૂની ગરણી આપવી રાખવી પડતી હતી

દરેક વસ્તુ ઘસાઈ વસાઈને નકામી થઈ જાય ત્યા સુધી તેનો ઉપયોગ કરવામા આવે છે નકામી થઈ ગયેલી વસ્તુઓનો સાક્ષીઓની હાજરીમા નાશ કરવો પડે છે ઐતિહાસિક સબધ ધરાવતી કોઈ પણ વસ્તુ જેવી કે સોનાનો પીયાનો અને જૂની નિક્સનુ પાંજરુ વગેરે સ્મિથસોનિયન સંગ્રહાલયમા રાખવામા આવે છે વ્હાઈટ હાઉસના બજેટમા ફરનિચરખર્ચીનો ભય દેખીતી રીતે જ બહુ ઓછો છે

મારી કેટલી ફરજો નકામા બોજા જેવી છે એમ પહેલા મને હતુ પરંતુ પાછળથી તેનો સાચો અર્થ અને મહત્ત્વ હુ સમજી શકી

દાખલા તરીકે બપોરની ચહા બપોરના પાયનોથી હજાર માણસો— કે જેમને ફરીથી કદી પણ મળવાનો પ્રસગ આવે નહિ—તેમનો સમાગમ કરવો, તેમની સાથે હાથ મિલાવવા અને પછી ડાઈનિંગ રૂમમા તેમને

લઈ જઈને શ્રીમતી હેલ્પ અથવા કુમારી થોમ્પસન દ્વારા ચહા કે કૉફીના કપથી તેમની મહેમાનગતિ કરી એ બધુ મને બહુ જ અર્થ વિનાનુ અને નિરુપયોગી લાગતું હતું.

ચહા માટે આમત્રેલા મહેમાનોના સત્કાર પછી હુ ડાઇનિંગ રૂમમાં જતી અને થોડી આડી અવળી વાતચીત કરતી; એ પછી હું ઉપર જતી અને આ રીતે પાર્ટીનો અંત આવતો. પહેલાં તો મને એ વાતનો ખ્યાલ ન હતો કે બીજા કોઈની પહેલાં મારે ઓરડામાથી બહાર નીકળવું જોઈએ. કાર્યક્રમ પરની બીજી બાબતો માટે પોતે તૈયારી કરી શકે એ માટે સ્ટાફના માણસો એમ ઇચ્છતા કે મહેમાનો ચોક્કસ સમયની અંદર જ વિદાય થઈ જાય; એટલે એ લોકો મને પહેલા બહાર નીકળી જવાની પ્રણાલિકા વિષે યાદ આપતા ત્યારે જ મારા ખ્યાલમાં આવતુ કે હુ માત્ર "ઇલિનોર રૂઝવેલ્ટ" ન હતી પરંતુ "પ્રમુખની પત્ની" હતી એ યાદ રાખવાનુ મારા માટે મુશ્કેલ બની જતુ.

હુ થોડા વખતમાં જોઈ શકી કે ખાસ કરીને વૉશિંગ્ટનની બહારના લોકોની દૃષ્ટિમા વ્હાઈટ હાઉસ ઊંડી સચ્ચના ધરાવતુ હતુ. પ્રમુખની પત્ની હમેશા જેમ એક જાતનુ પ્રતીક બની રહી છે અને ભવિષ્યમા પણ બનતી રહેશે તેમ હુ માત્ર એક પ્રતીક હતી. વ્હાઈટ હાઉસ એક એવુ સ્થળ છે કે જ્યા બીજા દેશના પ્રતિનિધિઓનુ લોકો તરફથી સ્વાગત થાય છે; અને એક રીતે અમેરિકાના શહેરીઓ જાણે વ્હાઈટ હાઉસના માલિક હોય એવી રીતે તેના સાદા પરતુ ભવ્ય અને સુદર ઓરડાઓમાથી પસાર થાય છે. હુ માનુ છુ કે ઘણા માણસોના મનથી વ્હાઈટ હાઉસ એક રીતે સરકારનુ પ્રતીક છે અને અઠવાડિયામા બે ત્રણ વખત ઊભા રહીને લોકો સાથે હસ્તધુનન કરવુ એ જો કે બહુ પ્રેરણાદાયક પ્રવૃત્તિ નથી, છતા પણ હુ માનુ છુ કે એક જરૂરી પ્રવૃત્તિ તો છે જ. શિયાળામા નિશ્ચિત રીતે અઠવાડિયામા ત્રણ વખત મારો આ કાર્યક્રમ હતો. હુ એમ પણ માનવા લાગી હતી કે સ્ટાફના માણસો જે થોડો ઘણો ઔપચારિક ઠાઠમાઠ જાળવતા એ જરૂરી હતો.



25762

૯ વાગે : ન્યાયખાતા માટે મેળાવડો

**બુધવાર**

૪ વાગે : ૨૬૬ મહેમાનો માટે ચહાની ગોઠવણ

૫ વાગે : ૨૫૬ મહેમાનો માટે ચહાની ગોઠવણ

**ગુરુવાર**

૧ વાગે : ૫૨ મહેમાનો માટે ભોજન સમારંભ

૪ વાગે : ઇન્ફન્ટાઇલ પેરેલિસિસ ફાઉન્ડેશનના મહિલા વિભાગ માટે ચહાની ગોઠવણ

૫ વાગે : મહિલા ક્લબોના ફેડરેશનના કારોબારી બોર્ડ માટે ચહાની ગોઠવણ

**શુક્રવાર**

૧ વાગે : પ્રધાનમંડળના સભ્યોના પત્નીઓ માટે ભોજનની ગોઠવણ

૮ વાગે : એલચીઓ માટે ભોજન સમારંભ : ૯૪ મહેમાનો માટે ભોજન પછી સંગીતના કાર્યક્રમની ગોઠવણ અને ૧૯૭ વધારાના મહેમાનો.

સામાન્ય વર્ષોમાં વ્હાઇટ હાઉસની મુલાકાતે આવતા લોકોની સંખ્યાના આંકડા તેમ જ વ્હાઇટ હાઉસમાં ચહા, બપોરનું કે રાતનું ભોજન અથવા સાંજના નાસ્તા પ્રસંગે આવનારા મહેમાનોની સંખ્યાના આંકડા પણ હું અહીં રજૂ કરું છું.

**૧૯૩૯ ના વર્ષ દરમ્યાન :**

૪૭૨૯ માણસો ભોજન માટે આવ્યા.

૩૨૩ માણસો વ્હાઇટ હાઉસમાં મહેમાન તરીકે રહ્યા હતા.

૯૨૧૧ માણસો ચહાના સમયે આવ્યા.

એકંદરે ૧૪૦૫૬ માણસોનો, ચહા મેળાવડો વગેરે કાર્યક્રમમાં સત્કાર કરવામાં આવ્યો હતો; એ બધાને અલ્પાહાર આપવામાં આવ્યો હતો.

૧૩૨૦૩૦૦ માણસોએ વ્હાઇટ હાઉસના જાહેર ઓરડાઓની

મુલાકાત લીધી હતી. આમાંથી ૨૬૪૦૬૦ માણસો પાસે સરકારી ભોજનાલય, લાલ ઓરડો, વાદળી ઓરડો અને લીલો ઓરડો જોવા માટે તેમના કોંગ્રેસમેનો પાસેથી મળેલા પાસ પણ હતા.

ઈસ્ટરના મેળાવડામાં સરેરાશ હાજરી ૫૩૧૦૮ માણસોની થતી. આ પ્રસંગોની નોંધ પરથી જણાય છે કે ૧૮૦ બાળકો ખોવાયા હતા અને પાછળથી મળી આવ્યા હતાં; બે માણસોને તાત્કાલિક સારવાર માટે હોસ્પિટલમાં મોકલવામાં આવ્યા હતા, ૭ માણસો બેભાન થઈ ગયા હતા અને સાધારણ ઈજા માટે ૨૨ માણસોની સારવાર કરવી પડી હતી.

ઈસ્ટરના મેળાવડાના દિવસે સાંજ સુધીમાં વ્હાઈટ હાઉસનો આજુબાજુની બધી જમીન લોકોના ધસારાથી બહુ જ ખરાબ થઈ ગઈ હતી, પરંતુ જમીનના ખેડાગોએ બીજા દિવસે સવારે નવ સુધીમાં બધી જમીન પહેલા જેવી જ સ્વચ્છ અને સુંદર બનાવી દીધી હતી.

સવારના દરરોજ મિસીસ નેસબીર અને મિસીસ હેલ્મ સાથેની મારી રાજેનાની મુલાકાત પૂરી થયા બાદ ટપાલનું કામ શરૂ કરવા માટે કુમારી થોમ્પસન મારી બેઠકના ઓરડામાં આવતા. પત્ર વ્યવહાર સંભાળવા માટે અમારે બિલકુલ નવી જ પદ્ધતિ અખત્યાર કરવી પડી હતી.

પત્ર વ્યવહાર બ્યુરોના વડા અધિકારી રાલ્ફ મેગી સાથે આ વિષે વાત કરતા અમારા જાણવામાં આવ્યુ હતુ કે આગળના પ્રમુખોના વખત દરમ્યાન ઘણીખરી ટપાલનો જવાબ ચોક્કસ પ્રકારના ફોર્મવાળા પત્રોથી આપવામાં આવતો હતો, પ્રમુખ કલીવલેન્ડના વહિવટ દરમ્યાન વપરાયેલા ફોર્મોની નકલો પણ તેની પાસે હતી. પત્ર લેખકની વિનતિ રૂમાલ માટે હોય કે સહેદ હાથી માટે હોય પણ એ બધાનો એક જ જાતનો રૂઢ જવાબ આપવામાં આવતો 'શ્રીમતી .....ને આવી ઘણી વિનતિઓ મળી છે તમારી વિનતિનો સ્વીકાર કરવાનું શક્ય નથી!"

હુ એવા નિર્ણય પર આવી કે અત્યારનો ગભીર સમય જોતા અને લોકો છેક ગળા સુધી આવી જાય છે ત્યારે જ પ્રમુખના પત્નીને વિનતિઓ કરે છે તે જોતા આવી રીતે હવે કાગળોનો જવાબ આપવાનુ

યોગ્ય નથી, એટલે મારા પર આવેલા એકેય પત્રનો જવાબ અમુક અમુક નંબરના ફોર્મના રૂપમાં આપવામાં આવ્યો ન હતો.

કુમારી થોમ્પસન ટપાલ વાંચતાં અને જે કાગળોના જવાબ પોતાનાથી આપી શકાય તેવા હોય તેના જવાબ આપતાં કોઈ વખત તેમની પોતાની સહીથી અને કોઈ વખત મારી સહીથી જવાબો અપાતા. મારે ખાસ રસ લેવા જેવા પત્રો અને જેનો જવાબ પોતે આપી શકે તેમ નથી એમ કુમારી થોમ્પસનને લાગે તેવા પત્રો તેઓ મારા માટે એક ટોપલીમાં ગણી મૂકતાં. કુમારી થોમ્પસન ઘેર જતાં પહેલાં અથવા તો મારે વ્હાઈટ હાઉસમાં જ રોકાવાનું હોય તો રાતના ભોજન પહેલાં મારી સહી માટે કાગળો મારા ટેબલ પર મૂકવામાં આવતા હતા. મારા અંગત કાગળો હમેશાં ફોડ્યા વગર જ મને આપવામાં આવતા હતા. મારી સાથે લાંબો વખત કામ કરવાના પરિણામે કુમારી થોમ્પસન મારા કુટુંબીઓના અને અંગત મિત્રોના હસ્તાક્ષર તથા સરનામાં જાણતાં હતાં.

ઔપચારિક કે અનૌપચારિક મેળાવડાઓમાં મહેમાનો પ્રત્યેનું મારું કર્તવ્ય બજાવ્યા પછી, હું કાગળો પર સહી કરતી, નવા આવેલા કાગળો વાંચતી અને બીજા કાગળો પર હું જવાબમાં જે લખાવવા માગતી હોઉં તેના ટુંક રૂપમાં લખતી અને જેના જવાબ મારે જાતે લખાવવાના હોય તેવા કાગળો એક બાજુ પર મૂકતી. આ કામ ઘણી વખત મોડી રાત સુધી ચાલતું. રાત્રે સૂવા જતાં પહેલાં આ ટોપલીઓ હું કુમારી થોમ્પસનના ટેબલ પર પાછી મોકલી આપતી કે જેથી તે સવારમાં તેને લગતું કામ શરૂ કરી શકે. સવારમાં તે મારા ટેબલ પર આવતાં કે તરત જ જે કાગળો મારે લખાવવાના હોય તેને લગતું કામ અમે શરૂ કરતાં.

અખબારોમાં મારી કટાર, લેખો, પુસ્તકો, રેડિયો પરના વાર્તાલાપો વગેરે પ્રકારનું મારું અંગત કામ ઓવર ટાઈમમાં કરવામાં આવતું અને તેના મહેનતાણું હું કુમારી થોમ્પસનને મારી પાસેથી આપતી એટલે

હતી અને તે હમેશા ભારપૂર્વક કહેતા કે પત્રકારો દુનિયાનુ સૌથી વધુ માનનીય જૂથ છે સ્ત્રી પત્રકારો પણ પુરુષ પત્રકારો જેટલા જ માનનીય ગણાય એમ મે માની લીધુ હતુ અને મારા વિશ્વાસનો ભાગ્યે જ ભંગ થવામા આવતો આજે હુ એ ભૂતકાળના વર્ષો પર નજર નાખુ છુ ત્યારે મને લાગે છે કે મહિલા પત્રકારોએ મને ઘણી રીતે આભારી કરી છે દરેક અખબારી પરિષદ બુદ્ધિનો અખાડો બની જતી અને હુ ધારુ છુ કે કોઈ કોઈ વખત મારા માટે કે તેમના માટે આ પરિષદો સહેલી બનતી નહિ દાખલા તરીકે, ફ્રેન્કલિન ત્રીજી વખત પ્રમુખપદ માટે ઊભા રહેશે કે કેમ તે જાણવાની તેઓ કોશિશ કરતા, ત્યારે તેઓ જાતજાતના અટપટા પ્રશ્નો પૂછતા દાખલા તરીકે "આવતા શિયાળામા સામાજિક સમારંભો પહેલા જેવા જ થશે કે?" સામાન્ય રીતે હુ આવા પ્રશ્નોમા રહેલા ગૂઢાર્થ સમજી જતી અને સીધો જવાબ આપવાનુ ટાળતી લુઈ હોવે મને એ બાબતમા સારી તાલીમ આપી હતી મારી અખબારી પરિષદો બીજા લોકોને ચિંતાતુર બનાવતી હોય તેમ લાગતુ પરંતુ મને કે મારા પતિને એની ઉપાધિ કદી થઈ ન હતી હુ માનુ છુ કે અખબારી પરિષદો પછી પત્રકારોનુ અને મારુ પરસ્પરનુ માન જળવાઈ રહેતુ, જો કે એક બે વખત મને રોષ ચઢે એવી પરિસ્થિતિ ઊભી થઈ હતી ખરી.

"યુદ્ધમા વિજય મેળવ્યા પછી અમે યુરોપને અનાજ નહિ મોકલીએ" એવા શબ્દો જ્યારે એક મહિલા પત્રકારે મારા મોમા મૂક્યા ત્યારે મને ખાસ રોષ ચઢયો હતો યુરોપને પણ અનાજ મોકલી શકાય તેટલુ ઉત્પાદન કરવાની અમેરિકાની શક્તિને લગતા પ્રશ્નનો મે એવો જવાબ આપ્યો હતો કે, "આપણે એકલા જ બધુ અનાજ પૂરુ પાડી શકીશુ નહિ કેનેડા, દક્ષિણ અમેરિકા અને બીજા દેશોમાથી કેટલુ અનાજ આવી શકે એ વિષે પણ મે ધ્યાન ખેચ્યુ હતુ મારા સારા નસીબે, એ પરિષદોમા હું જે કઈ કહેતી તેની નોંધ કુમારી થોમ્પસન તરત જ કરી લેતા એક સ્ત્રી રિપોર્ટર લઘુલિપિમા નોંધ લેતા

અને બીજા એક સ્ત્રી રિપોર્ટર ઝડપથી નોંધ લઈ શકતાં એટલે પરિષદનો શબ્દશઃ હેવાલ અમારી પાસે હતો અને તે મારા વિધાનને ટેકો આપનારો હતો. વ્હાઈટ હાઉસ માટેના સ્ત્રી પત્રકારોનું ખાસ મંડળ મોજૂદ હોવાથી અને તેના ચોક્કસ નિયમો હોવાથી, ભવિષ્યમાં વધુ કાળજી રાખવી જોઈએ એવો આગ્રહ રાખવાનું મેં એ મંડળ પર જ છોડયું અને બેદરકારીથી અથવા ઇરાદાથી લખાયેલા આ હેવાલનો હું ઇન્કાર કરી શકી. મારા ઇન્કારનો પ્રતિવાદ કોઈએ કર્યો ન હતો.

હું વોશિંગ્ટનમાં અખબારી પરિષદો યોજતી એ હકીકત એવું સૂચન કરતી જણાતી કે હું જ્યાં જ્યાં જાઉં ત્યાં મારે અખબારી પરિષદો યોજવી જોઈએ. પરિણામે મારાં ભાષણોના પ્રવાસો દરમ્યાન અથવા દેશના જુદા જુદા ભાગોની મુલાકાત દરમ્યાન, પત્રકારોને મુલાકાત આપવાનું મને તરત જ સૂચવવામાં આવતું. વોશિંગ્ટન બહારની આ અખબારી પરિષદોમાં એ પ્રદેશના પુરુષ અને સ્ત્રી પત્રકારો હાજર રહેતા અને કેટલીક વખત પત્રકારિત્વનો અભ્યાસ કરી રહેલા વિદ્યાર્થીઓ પણ હાજર રહેવાની રજા માગતા.

અમે દેશમાં પ્રવાસ કરતા હતા ત્યારે આ અખબારી પરિષદો સંબંધમાં કેટલાક રમુજી બનાવો બન્યા હતા. હું અને કુમારી થોમ્પસન એક દિવસે સવારના ૬–૩૦ કલાકે એક મધ્ય પશ્ચિમ શહેરમાં જઈ પહોંચ્યાં. સ્ટેશન પર એક સ્ત્રી પત્રકાર અમને મળ્યા અને હોટેલ સુધી અમારી સાથે આવ્યા. તેણે મને ઘણા પ્રશ્નો પૂછ્યા અને મેં સહર્ષ તેના જવાબ આપ્યા. અમે હોટેલના અમારા ઓરડામાં પહોંચ્યાં ત્યારે કુમારી થોમ્પસને તેને જણાવ્યુ કે અખબારી પરિષદમાં શ્રીમતી રુઝવેલ્ટ ૯–૩૦ કલાકે તમને ફરીથી મળશે. સ્ત્રી પત્રકારે જવાબ આપ્યો કે "આખા દિવસ દરમ્યાન શ્રીમતી રુઝવેલ્ટથી એક ક્ષણભર પણ અળગા ન થવાનુ મારા અધિપતિએ મને ફરમાવ્યુ છે" અને અમારા ઓરડામાં અમારી સાથે આવવાનુ તેણે નક્કી કરી લીધુ. પરંતુ આ બાબતમાં કુમારી થોમ્પસન જુદા વિચારો ધરાવતાં હતાં.

આખા દિવસના પરિશ્રમ બાદ મારે થોડા આરામની જરૂર પડશે એમ તેઓ જાણતાં હતાં એટલે બારણું બંધ થયું ત્યારે પેલાં પત્રકાર શ્રીમતીને બહાર જ રહેવું પડ્યું. બપોરના અખબારમાં મારા વિષે સરસ અહેવાલ છપાયો પરંતુ તેનું છેલ્લુ વાક્ય આવું હતું; "શ્રીમતી રૂઝવેલ્ટની સાથે તદ્દન સાદા પોષાકમાં ભારેખમ જણાતાં આધેડ વયનાં સ્ત્રી તેમના મંત્રી તરીકે હતાં."

વ્હાઇટ હાઉસ ખાતેના શરૂઆતના સમયમાં હું જ્યારે મારી સાથે સંબંધ ધરાવતી વ્યવસ્થામાં મશગૂલ હતી ત્યારે મારા પતિ એક પછી એક જુદા જુદા પ્રશ્નોનો સામનો કરતા જતા. હું માનું છું કે એ પ્રશ્નોથી તેમને નવો નવો ઉત્સાહ આવતો હતો. અગત્યના નિર્ણયો કરવામાં આવતા હતા, નવા વિચારોની અજમાયશ કરવામાં આવતી હતી. લોકો કામ પર ચડવા લાગ્યા હતા અને સામાન્ય રીતે જે વેપારીઓ સરકારની મદદને તિરસ્કારની નજરે જોતા તેઓ હવે પોતાના પ્રશ્નોના નિરાકરણ માટે સરકારને વિનંતિ કરતા હતા અને જે કંઈ સૂચવવામાં આવે તેનો સહર્ષ સ્વીકાર કરતા હતા.

એ વખતના કારોબાર તંત્રમાં મને સૌથી વધુ રસ એ બાબતમાં પડ્યો કે દરેક વ્યક્તિ બીજા સૌ કોઈને સહકાર આપવા ઉત્સુક હતી. અલબત્ત, જેમ પરિસ્થિતિ સુધરતી ગઇ તેમ લોકોનું વલણ બદલાવા લાગ્યુ, પરંતુ મુખ્યત્વે તો એ સહકારની ભાવના જ આપણને મંદીમાંથી બહાર ખેંચી લાવી. કોંગ્રેસની પ્રણાલિકા એવી છે કે પ્રમુખ જે પક્ષના હોય તે પક્ષની રાજકીય બહુમતી કોંગ્રેસમાં હોવા છતાં પ્રમુખ સાથે તેને લાબા વખત સુધી મેળ રહેતો નથી. પરંતુ આ વખતે તો કોંગ્રેસે શરૂઆતના મહિનાઓ દરમ્યાન પ્રમુખને વધુ સત્તા આપી હતી અને કટોકટીના સમય સિવાય કદી પણ પસાર ન થાય તેવા ધારા તેણે પસાર કર્યા હતા.

૧૯૩૩ માં પ્રમુખ તરીકે ચૂંટાયા પછી તરત જ મુલાકાતે આવનારાઓની પરંપરા શરૂ થઈ ગઈ. ફ્રેંકલિન એ લોકોને ભોજન પછી

ઉપર પોતાના દિવાનખાનામાં લઈ જતા અને જો તેઓ અમને ત્યાં ખાસ બોલાવે નહિ તો તેમની વાતચીતમા ભગાણુ ન પાડવુ એવી ખાસ સૂચના અમને કરી રાખી હતી.

શરૂઆતનાં વર્ષોમા અમુક ચોક્કસ માણસોને જ વ્હાઈટ હાઉસમા નિમંત્રણ આપવાના બે સબળ કારણો હતા એક કારણ તો એ હતુ કે દુનિયાની આર્થિક અને રાજદ્વારી પરિસ્થિતિને કારણે બીજા દેશના નેતાઓ સાથે સંપર્ક સ્થાપવાનુ ફ્રેંકલિન માટે જરૂરી હતુ, બીજુ કારણ એ હતુ કે આ ખંડમા અને પરદેશમાં બહેતર સમજૂતી માટે નવા સંપર્કો સ્થાપવાની તેમની ઇચ્છા હતી

૧૯૩૩ મા અમારા શરૂઆતના મહેમાનોમા રામ્સે મેકડોનાલ્ડ હતા, જેઓ તેમની પુત્રી ઇશબેલ સાથે આવ્યા હતા. તેમને મળવામા અમને આનદ આવ્યો, પરતુ તે વખતે પણ તેમનામા એક જાતનો થાક સ્પષ્ટ જણાતો હતો પત્નીની ખોટથી તેમને સખત ચોટ લાગી હતી. વિદાય વખતે તેમણે પોતાની પત્ની વિષે લખેલી પુસ્તિકા મને આપી હતી

પહેલા જેની સાથે કદી મુલાકાત થઈ ન હોય અને બિલકુલ પરિચય ન હોય તેના પર બુઈ હોવ કદી લક્ષ આપતા નહિ. પરતુ ઇશબેલ મેકડોનાલ્ડ સાથે તેને એટલુ બધુ ફાવી ગયુ કે એ બન્ને કલાકો સુધી સાથે બેસીને વાર્તાલાપ કરતા અને ઇશબેલ બ્રિટન ગયા પછી તેઓ એકબીજાને પત્રો પણ લખતા હતા. આ તેનુ વિરલ ખંતીલાપણુ બતાવે છે, કારણ કે લુઈ હોવને ખરેખરી રસપ્રદ વ્યક્તિ બનાવનાર ગુણો ઘણા માણસો ટૂંક મુલાકાતમા પીછાની શકતા નહિ ઇશબેલ કેટલાક વર્ષોથી તેના દેશની પાર્લમેન્ટમા છે અને ભવિષ્યમા કોઈ વખતે તે જાહેર જીવનમા સાચી લાગવગ ધરાવશે એવુ જે અમને તે વખતે પણ લાગતુ હતુ તે તેણે સિદ્ધ કરી બતાવ્યુ છે

મારા ધારવા પ્રમાણે ફ્રેંકલિન તે વખતે પણ માનતા કે, કટોકટી આર્થિક હોય કે લશ્કરી હોય, પરતુ દુનિયાની અગ્રેજી ભાષા બોલનારી પ્રજાઓ એકબીજાને સમજે તે ખૂબ જ મહત્ત્વનુ હતુ આનો અર્થ એ

નથી કે તેઓ હંમેશા બીજા દેશોની નીતિ સાથે સમંત થતા; પરંતુ શુભેચ્છા, સમજણ અને સહકારની લાગણી આપણા માટે તથા તેમના માટે કેટલા અગત્યનાં છે તે તેઓ જોઈ શકતા.

કેનેડાના વડા પ્રધાન પણ એ વર્ષની પહેલી વસંત ઋતુમાં અમારી સાથે રહેવા માટે આવ્યા હતા, કે જેથી તેઓ અને મારા પતિ તથા બ્રિટનના વડા પ્રધાન તેમના સમાન હિતોનું સંગઠન સાધી શકે

એ જ વખતે ફ્રેંચ રાજપુરુષ એડોર્ડ હેરિયટ પણ વૉશિંગ્ટન આવી પહોંચ્યા. પહેલા વર્ષમાં આવેલા મહેમાનોની યાદી હું આજે જોઉં છું ત્યારે તેની સંખ્યા અત્યારે માની પણ ન શકાય એટલી મોટી લાગે છે. ઇટાલિયન મિશન, જર્મન મિશન અને ચીની મિશનનો અમે સત્કાર કર્યો હતો અને એક જાપાની પ્રતિનિધિ પણ ભોજન પ્રસંગના મહેમાન બન્યા હતા. ખાસ રસ પડે એવા બીજા મહેમાનોમા ફિલિપાઇન્સના ગવર્નર જનરલ ફ્રેંક મર્ફી પણ હતા. ફ્રેંક મર્ફી પાછળથી સુપ્રીમ કોર્ટમા નીમાયા હતા અને એ વખતે તેએ મેન્યુઅલ ક્વેઝોનને પોતાની સાથે લેતા આવ્યા હતા, ન્યુ ઝીલેન્ડના વડા પ્રધાન તેમના પત્ની સાથે ભોજન પર આવ્યા હતા. ઇથિયોપિયાના શહેનશાહના ખાસ એલચી પ્રિન્સ રાસ દેસ્તા ડેમ્થેનો પણ આ યાદીમાં સમાવેશ થાય છે. તેમણે શહેનશાહનો ફોટો અને બે સિંહના ચામડાંની અમને ભેટ આપી, આમાથી એક ચામડું લબગોળાકાર ઓરડામાં રાખવામા આવ્યુ હતું અને મારા પતિ તેમા મગરૂબી અને આનંદ લેતા હતા.

પહેલા વર્ષ દરમ્યાન પનામાના પ્રમુખે પણ અમને મુલાકાત આપી હતી અમારા ગોળાર્ધના તેઓ એક માત્ર મહેમાન ન હતા, મેતી શરૂઆતમા બ્રાઝીલના પ્રતિનિધિમંડળ માટે ભોજન સમારંભ યોજવામાં આવ્યો હતો, આર્જેન્ટાઈનના ખાસ એલચીનો પણ અમે સત્કાર કર્યો હતો, મેક્સિકોના પ્રતિનિધિ ભોજન પર આવ્યા હતા અને બ્રાઝીલના પ્રતિનિધિએ દેશભરમા પ્રવાસ કર્યા બાદ પાછા ફરીને તેમના એ પ્રવાસના અનુભવો અમને કહી સંભળાવ્યા હતા. •

ફ્રેંકલિન મક્કમતાથી માનતા હતા કે અમારા ગોળાર્ધ પરના અમારા પાડોસીઓને સમજતાં અને તેમની સાથે નિભાવતાં આપણે શીખવું જોઈએ. તેઓ લેટિન જાતિના હોવા છતાં કંઈક સમાન ભૂમિકા મળી આવશે એમ તેમને લાગતું હતું. તેઓ માનતા કે "મોટાભાઈ" જેવા મુરબ્બીવટના વલણ માટે આપણે ઘણી રીતે દોષપાત્ર હોવાથી અને આપણા પડોસીઓને એ વલણ સ્વીકાર્ય ન હોવાથી, મિત્રના મારે પહેલો પ્રયાસ કરવાની ફરજ આપણી છે. એટલે છેક ૧૯૩૩ માં પણ અંગત સંપર્ક દ્વારા "સારા પાડોશી"ની નીતિની સ્થાપના કરવાની શરૂઆત તેમણે કરી હતી. પાછળથી એ નીતિ વધુ ને વધુ મહત્ત્વપૂર્ણ બનવાની હતી.

૧૯૩૩ ના માર્ચમાં જ્યારે પહેલા વિશ્વયુદ્ધમાં ભાગ લેનારા માજી સૈનિકોએ બોનસ માટે બીજી વખત કૂચ કરી, ત્યારે કરણ ઘટના અટકાવવા માટે કંઈ નહિ કરવામાં આવે એવા ભયથી મને બહુ જ ચિંતા થતી હતી. પરંતુ લુઈ હોવ સાથે પરિસ્થિતિ વિષે ચર્ચા કર્યા બાદ, ફ્રેંકલિને તાત્કાલિક નિર્ણય કર્યો કે આ માજી સૈનિકોને એક જૂના કેમ્પમા રાખવા અને સરકારી તંત્ર દ્વારા તેમના માટે ખોરાકની જોગવાઇ કરવી. લુઈએ કલાકો સુધી નેતાઓ સાથે વાટાઘાટ કરી. સરકારી ઓડીટોરિયમમા તેઓ એ સભા યોજતા અને કોંગ્રેસના મુખ્ય સભ્યો તે સાંભળતા. એટલે બધુ વ્યવસ્થિત રીતે થતું હતુ.

લુઈ ઘણી વખત મને બપોરના મોટરમાં ફરવા લઇ જવાનુ કહેતા, પરંતુ એક દિવસે પોટોમેકના રસ્તે પેલા માજી સૈનિકોના કેમ્પ સુધી મોટરમા લઇ જવા માટે તેણે ખાસ આગ્રહ કર્યો ત્યારે મને આશ્ચર્ય થયુ. ત્યાં પહોંચતા બહુ વાર ન લાગી. ત્યાં પહોંચ્યા પછી તેણે જાહેર કર્યું કે પોતે મોટરમા બેસી રહેશે પણ મારે આ માજી સૈનિકોની વચ્ચે ફરવું અને બધી હકીકત જાણવી. બહુ જ આનાકાની સાથે હુ મોટરમાંથી બહાર આવી અને ખાણાની રાહ જોઈને હારમા ઊભા રહેલા માણસો પાસે ગઈ. તેમણે કુતૂહલથી મારી સામે જોયુ અને એક જણે

મારુ નામ તથા ત્યા આવવાનો હેતુ પૂછયો. મેં કહ્યું કે "તમારુ કેમ ચાલે છે એ જોવા માટે જ હુ અહીં આવી છુ " ત્યારે તેમણે મને તેમની સાથે જોડાવાનુ કહ્યું.

તેમના વાસણો ખાવાની વસ્તુઓથી ભરાઇ ગયા પછી ભોજન માટેના વિશાળ ઓરડામા હુ તેમની સાથે ગઈ. તેમને ઉદ્દેશીને થોડા શબ્દો કહેવાનુ મને આમત્રણ આપવામા આવ્યુ. હુ ધારૂં છુ કે ૧૯૧૯મા મેં રણ મેદાનોની મુલાકાત લીધાનો ઉલ્લેખ કર્યો હતો. એ પછી તેમણે કેટલાક પ્રાચીન લશ્કરી ગીતો મને ગાઈ સભળાવ્યા. ભોજન પછી બીજા કેટલાક મકાનો જોવાનુ પણ તેમણે મને સૂચવ્યુ અને છેવટે અમે તેમના માટે સ્થપાયેલી હોસ્પિટલમા આવ્યા

હુ ધારુ છુ કે હું એક કલાક પણ તેમની વચ્ચે ભાગ્યે જ રહી હોઈશ, એ પછી હુ મોટરમા બેઠી અને મોટર ચલાવી દરક માણ્ સૈનિકે મને વિદાય આપતા હાથ હલાવ્યા, મેં તેમને "ખુશનસીબી" ઇચ્છી અને તેમણે પણ જવાબમા મને "ખુશનસીબી" ઇચ્છી મારી આ મુલાકાતમા કોઈ જાતની ઉત્તેજના ન હતી અને મારા રક્ષક તરીકે એક બહુ જ થાકી ગયેલા ગૃહસ્થ હાઈ હોવ હતા કે જેમણે મારી આખી મુલાકાત દરમ્યાન કારમા બેઠા બેઠા ઊઘવાનો કાર્યક્રમ અમલમા મક્યો હતો

લુઇની સલાહ પ્રમાણે મે કર્યું એથી તે ખુશ થયા હોય એમ લાગતુ હતુ અને હુ માનુ છુ કે તેની અસર પણ સારી થઈ હતી. અમારા રક્ષણ માટે અમે શુ ગોઠવણ કરી હતી એમ પાછળથી ઘણા માણસોએ અમને પૂછ્યુ હતુ અને "જરા પણ નહિ" એવો જ્યારે હુ જવાબ આપતી ત્યારે તેઓ સ્તબ્ધ થઇ જતા કેમ્પ એક બહુ જ વિચિત્ર મોટર સહેલનુ અંતિમ સ્થળ બન્યુ હતુ અને લુઇના માનવા પ્રમાણે એ વખતે તેને એથી કઈક ફાયદો થયો હતો.

પરતુ અમારામાથી જેઓ કાળજીથી તેના પર નજર રાખતા હતા, તેઓ કહી શક્તા કે લુઇની તબિયત બગડતી જતી હતી અખબારોથી

ઘેરાઇને લાંબા વખત સુધી તે પોતાના ઓરડામાં બેઠી રહેતા, પરંતુ છેલ્લા કેટલાય મહિનાઓ સુધી પણ તેની સલાહ કીમતી નીવડી હતી. વૉશિંગ્ટનની નૌકા ખાતાની હૉસ્પિટલમાં ૧૯૩૬ના એપ્રિલની ૧૮મી તારીખે તેમનો દેહાંત થયો.

શરૂઆતથી જ છૂપી પોલીસનાં માણસો સાથે મારે જે કેટલાક પ્રશ્નો બાબત અથડામણ થઇ હતી તેમાંનો એક પ્રશ્ન મારી જાતે જ મોટર હંકારવાનો પણ હતો. પ્રમુખનાં પત્ની સાથે પોતાનો એક માણસ રાખવાનું ગુપ્ત સર્વિસ ખાતું પસંદ કરે છે પરંતુ શોફર અથવા ગુપ્ત સર્વિસના માણસ—હંમેશાં મારી સાથે રાખવાનું હું પસંદ કરતી નહિ. ગુપ્ત સર્વિસનો માણસ મારી સાથે રહે એમાં મેં કદી સંમતિ આપી ન હતી, પરંતુ વ્હાઇટ હાઉસ ખાતેના છેલ્લાં વર્ષો દરમ્યાન મારું જીવન એટલું પ્રવૃત્તિમય બન્યું હતું કે મારી જાતે મોટર હંકારવાનું ઓછું ને ઓછું થતું ગયું અને સહેલગાહ માટે કે કામ માટે મોટરમાં નીકળવાનું પણ ઓછું થતું ગયું. પરંતુ મારી પાસે મારી કાર રહેતી જ અને શરૂઆતના વર્ષો દરમ્યાન ઘણા માઇલો સુધી જાતે જ મોટર હંકારીને હું ફરતી.

અહીં મને કુમારી થોમ્પસને કહેલી વાત યાદ આવે છે. યુદ્ધ દરમ્યાન મે મિ. મોરી મેવરિક સાથે બાલ્ટીમોરની એક જેલની મુલાકાત લીધી હતી. મિ. મેવરિક યુદ્ધ દરમ્યાન જેલના ઉદ્યોગોના વડા અધિકારી હતા અને ત્યા ચાલી રહેલું કામ મને બતાવવાની તેમની ઇચ્છા હતી મારા કાર્યક્રમમા એ મુલાકાત બંધ બેસતી બનાવવા માટે, ફ્રેંકલિનને સવારના મળ્યા વિના મારે વહેલા જ નીકળી જવું પડયું. ફ્રેંકલિને ઑફિસમા જતા પહેલા ટોમીને બૂમ પાડી અને પૂછ્યું, "મિસિસ રૂઝવેલ્ટ ક્યા છે?" ટોમીએ જવાબ આપ્યો, "મિસિસ રૂઝવેલ્ટ જેલમ છે, મિ. પ્રેસિડન્ટ." ફ્રેંકલિને કહ્યું, "મને એની નવાઈ નથી લાગતી પણ કયા "કારણસર?"

અમારા બેમાંથી કોઈ પણ જ્યારે મુસાફરી કરી આવ્યા હોઇએ

લારે, જમતી વખતે કઇ પણ દખન ન થાય એવી ગોઠવણ અમે કરતા, કે જેથી એકબીજાની પાસેથી આખી વાત અમે તાજેતાજી સાભળી શકીએ આમ પણ પહેલેથી મને પ્રશ્નો પૂછવાની તો તેમને ટેવ હતી જ પરતુ હવે તેમના પ્રશ્નો ચોક્કસ હેતુ ધરાવનારા હતા

ગેસ્પી દ્વિપત્નપતી મે મુલાકાત લીધા બાદ ઉત્તર મેઈનીના જીવન વિષે તેમણે મને સવાલો પૂછ્યા અને થોડા વખતમા જ ભાવિ મુલાકાતોનો હેવાલ રજૂ કરવાની એક સ્પષ્ટ પદ્ધતિએ તરત જ આકાર લીધો મારા માટે આ એક બહુ જ સરસ તાલીમ હતી, જો કે ટ્રૂમલિનના ગવર્નરપદ દરમ્યાન તેમની સાથેના મારા પ્રવાસો દરમ્યાન રિપોર્ટર તરીકે મને કેટલો અનુભવ મળ્યો જ હતો વર્ષો વીતતા ગયા તેમ તેમ હુ વધુ ને વધુ સારી રિપોર્ટર અને વધુ ને વધુ સારી નિરીક્ષક બનતી ગઈ એ મોટે ભાગે એ વસ્તુને આભારી હતુ કે ફ્રૂન્કલિનના પ્રશ્નો વિશાળ ક્ષેત્રને આવરી લેતા હતા દરેક વસ્તુની નોધ લેવાની મને ફરજ પડતી હતી દાખલા તરીકે ગેસ્પીની આસપાસના પ્રવાસેથી જ્યારે પાછી ફરી ત્યારે એ વિસ્તારમા કેવા પ્રકારની માછલીઓ પકડવાનુ તથા કેવા શિકાર કરવાનુ શક્ય હતુ એ તેઓ જાણવા માગતા હતા એટલુ જ નહિ પણ, માછીમારોનુ જીવન કેવુ હતુ તેઓ શુ ખાતા કેવી રીતે જીવતા, ખેતરો કેવા હતા, મકાનો કેવી રીતે બધાયેલા હતા, કેવી રીતની કેળવણી આપવામા આવતી હતી અને બાકીના ગ્રામ્ય જીવનની જેમ આ જીવન પર પણ દેવળનો સપૂર્ણ અકુશ હતો કે કેમ એ બધા સવાલો તેઓ પૂછતા

હુ તેમને મેઈની પ્રદેશની વાત કરતી ત્યારે, મે જે જે ખેતરોની મુલાકાત લીધી હતી તે વિષે ત્યાના ઘરની શૈલી અને તકોના પ્રકાર વિષે રેડ ઇડિયનોનુ કેવી રીતે ચાલતુ અને તેઓ ક્યાથી આવ્યા હતા વગેરે દરેક વસ્તુ વિષે તેઓ જાણવા માગતા

પશ્ચિમ વર્જિનિયાના કોલસાની ખાણોના વિસ્તારની પરિસ્થિતિનો ઉપાય કરવાના પ્રયાસ "લેકરો" કરતા હતા ત્યારે પાનખર ઋતુમા એ

પરિસ્થિતિની તપાસ કરવાનું તેમણે મને આમંત્રણ આપ્યું. મારા પતિ પણ એ વાતમાં સંમત થયા કે આવી તપાસ કરવાનું ઠીક થઈ પડશે, એટલે એ મુલાકાત ગોઠવવામાં આવી. એ વખતે મારા ફોટોગ્રાફ અખબારોમાં બહુ પ્રગટ થયા ન હતા એટલે લોકો મને ઓળખી ગયા નહિ. પરિણામે મોરગૅન્ટાઈન પાસેના વિસ્તારમાં એક સામાજિક કાર્યકર સાથે મેં આખો દિવસ પસાર કર્યો, છતાં મને કોઈ ઓળખી શક્યુ નહિ અને સરકાર સાથે હું દૂરથી પણ સંકળાયેલી હતી એવો કોઈને ખ્યાલ આવ્યો નહિ.

મેં જે પરિસ્થિતિ જોઈ, એથી મને ખાતરી થઈ કે એ લોકોની સરદારી લેનાર કોઈ મળી આવે તો, આ ખાણ વિસ્તારોમાં પ્રજાકીય બળવો કદાચ ન થાય તો પણ, ખરાબ આર્થિક પરિસ્થિતિમાંથી જન્મેલા કેટલાક આગલા પ્રશ્નોના ધોરણે પ્રજાકીય પક્ષ તો જરૂર ઊભો થાય. આ વિસ્તારમાં કેટલાક એવા માણસો હતા કે જેઓ ત્રણથી પાંચ વર્ષથી રાહત પર નભતા હતા અને અઠવાડિયામાં એક બે દિવસથી વધુ કામ કરી શકાય તેવો રોજગાર એટલે શું એ પણ તેઓ ભૂલી ગયા હતા. ત્યાં એવાં બાળકો પણ હતાં કે જેઓ ટેબલ પર બેસીને રીતસર ભોજન લેવાનું જાણતા નહિ.

ખાણના વિસ્તારોની એ મુલાકાતથી, ક્વેકરો જે કામ કરતા હતા તેની સાથે મારો પહેલો સંપર્ક થયો. મને જે ક્વેકર લોકો મળ્યા એ મને ગમ્યા અને લોકોને મદદરૂપ બનવા માટે તેમને કામ પર ચડાવવાનો સિદ્ધાંત મને પસંદ પડ્યો. ત્યાં એક ખુરશીઓ બનાવવાનું કારખાનું હતું જેમાં અજબ જેવાં યંત્રો મેં પહેલી વાર જોયાં. એ કારખાનું ખાણોમાં કામ કરવા ઉપરાંત બીજું પણ વિશેષ કામ કરવાનું કામદારોને શીખવતું હતું અને તેમનામાં નવી આશા જગવતું હતું. માણસોને નવી યોજનાઓ પર લગાડવામાં આવતા હતા અને નવી કારીગરીનો વિકાસ કરવાની તેમની શક્તિનો વિકાસ કરવાની તેમને તાલીમ આપવામાં આવતી હતી. જેઓ ખુરશીઓ બનાવવાનું કામ

કરતા હતા, તેઓ પોતાના સાધનહીન ઓરડાઓ માટે પણ ફરનીચર બનાવતા. સ્ત્રીઓ પહેલાં જે ગૃહઉદ્યોગની કળા જાણતી હોય પરંતુ ખાણ વિસ્તારના શુષ્ક જીવનમાં જેની અવગણના કરી હોય તે પાછી સજીવન કરવાની તેમને પ્રેરણા આપવામા આવતી હતી.

ખાણ વિસ્તારની મારી ઘણી મુલાકાતોમાં એ પહેલી જ હતી; પરંતુ ગૃહઉદ્યોગની યોજનાનો ખ્યાલ એ મુલાકાતમાથી જ આવ્યો હતો. મોરગનટાઉનમાં પશ્ચિમ વર્જીનિયાની વિદ્યાપીઠે ક્વેકરોની ખેતી યોજવામાં ખાણ કામદારોને મદદ કરવા માટે કમીટી નીમી હતી. એ કમીટી અને તેના અનુભવને કેન્દ્ર બનાવીને સરકારે વિદ્યાપીઠના એક અધિકારી ડૉ. બુશરોડ ગ્રાઇન્સની સેવા મેળવી અને પુનર્વસવાટ તંત્રની સ્થાપના કરી. લુઈ હોવે એક નાનકડી સલાહકાર સમિતિ સ્થાપી હતી. જેમા હું પણ સેવા આપતી હતી. આ બધુ અખતરા જેવુ કામ હતુ, પરંતુ તેનો હેતુ, લોકોને રાહત અપાવવાનો, પોતાના ઘર બાધવા માટે તેમને ઉત્તેજન આપવાનો અને અનાજ ઉગાડવા માટે પૂરતી જમીન આપવાનો હતો.

આવી દરેક યોજના પર, કેટલાક લોકોને જેમા નિયમિત કામ મળી શકે તેવા ઉદ્યોગો શરૂ કરવાનુ મદદ રૂપ થઈ પડશે એવી આશા રાખવામા આવતી હતી. થોડાક નાના ઉદ્યોગો શરૂ કરવામાં આવ્યા, પણ તે બધી વખતે સફળ નીવડ્યા નહિ. પુનર્વસવાટની યોજનાઓમાથી થોડીક જ અમુક પ્રમાણમાં સફળતા મેળવી શકી હતી; આમ છતાં મને હંમેશા લાગ્યુ છે કે એ યોજનાઓથી જે ફાયદો થયો છે તે માપી શકાય તેવો નથી. ક્રાંતિને જન્મ આપનારી પરિસ્થિતિને એ પરિસ્થિતિ એટલી બધી મળતી આવતી હતી કે, એ સ્ત્રીપુરુષોમાં સરકારને રસ છે અને તેમના માટે સરકારને કાળજી છે એવુ તેમને લાગે એ જાતનાં પગલા લેવાની જરૂર હતી.

પશ્ચિમ વર્જીનિયામા લોગન કાઉન્ટી ખાતેની પરિસ્થિતિ વિષે ઘણા ગભીર હેવાલો મારા કાન પર આવવા લાગ્યા. ત્યાં ઘણાં વર્ષોથી

કેટલાય કુટુંબો તબૂઓમાં જ રહેતા હતા કારણકે હુતાશ પછી કપનીના મકાનોમાથી તેમને કાઢી મૂકવામા આવ્યા હતા બધા માણસોના નામ કાળી યાદી પર મૂકવામા આવ્યા હતા અને તેમને ન્યાય પણ કામ મળી શક્તુ નહિ, પશ્ચિમ વર્જિનિયાની અગ્ગાન બેમરો માટે જે થોડ વળ લાગુ આપતી તેના પર તેમનો ગુજારો થતો હતો

સ્ત્રીઓની ટ્રેડ યુનિયન લીગ દ્વારા ઘણા વર્ષથી દ એ વિસ્તાર માટે નાનકડો ફાળો મોકલતી હતી પરંતુ પરિસ્થિતિ કેવી છે તે અમારી નજર નિહાળી ન હતી અને એવા સમાચાર મળવા લાગ્યા કે તબૂઓ ફાટી ગયા છે, બીમારીનુ જોર વધી પડ્યુ છે અને કોઈની તબીબી સારવાર થતી નથી છેવટે મે તથા શ્રીમતી લીઓનાર્ડ એ મહર્સ્ટે બાળકોની સભાળ લવા માટે ત્યા એક ક્લીનિક સ્થાપ્યુ મે જ્યારે મારા પતિને ત્યાની પરિસ્થિતિની વાત કરી ત્યારે તેમણે મને એ વિશે હેરી હોપકિન્સ સાથે વાત કરવાનુ કહ્યુ અને જે કઈ કરવા જેવુ હોય તે કરવુ જ જોઈએ તથા એ કુટુંબોનો નાતાલ આવે ત્યા સુધીમા તબૂઓમાથી છુટકારો થવો જોઈએ એમ પણ હોપકિન્સને જવાનુ કહ્યુ અને તે એ પ્રમાણે જ થયુ અને રેડિયો પરથી મને મળેલા નાણા તથા શ્રીમતી એલ્મહર્સ્ટની ઉદારતાથી અમે ઘણા વર્ષોથી ચાલતી ઘસાવતી પરિસ્થિતિની અસરમાથી બાળકોને મુક્ત કરવાના પ્રયાસ કર્યા

એ યોજના શરૂ થયા પછી ઘણા માણસોને ત્યાની મુલાકાત લેવા માટે મે સમજાવ્યા મારી શરૂઆતની મુલાકાતો દરમ્યાન દ એ યોજનાઓના સુપરિટેન્ડન્ટ શ્રી ગ્લેન વર્કને ત્યા ઊતરતી તેઓ પહેલા ખાણના ફોરમેન હતા અને ખાણ મજદારો તથા તેમના કુટુંબો જે પરિસ્થિતિ હેઠળ જીવતા તેનાથી સારી રીતે માહિતગાર હતા મારગનટાઉન પાસે શરૂ કરવામા આવેલી ગૃહઉદ્યોગોની યોજનાને "આર્થર ડેલ"નુ નામ આપવામા આવ્યુ હતુ અને ખાણની આજુ બાજુના બધા ગામોના લોકોને તેનો લાભ આપવામા આવ્યો હતો

'આર્થર ડેલ" ખાતે જનારા પહેલા માણસોમા બર્ની એમ

પસાર થવાનો પ્રયાસ કરનાર યુવાન એ બધા અનેક જાતની મુશ્કેલીઓ ભોગવતા હતા વર્ષોથી ફ્રેંકલિન ખુલ્લા મેદાનના કામનું મૂલ્ય તથા છોકરાઓના જ્ઞાનની વાતો કરતા હતા અને કુમારો તથા કુમારીઓને શારીરિક તથા મૌદ્ધિક કસરત સયુક્ત રીતે આપે એવી સ્કૂલ હાઈડ પાર્ક ખાતે ચલાવવાની તેમની ઝંખના હતી હું માનુ છુ કે મે "સી સી સી"ની યોજના ઘડવા માડી ત્યારે માગ મનની પશ્ચાદ્ભૂમિમા એ જ વિચારો હતા સી સી સી સિવિલિયન કોન્ઝરવેશન કોર્પ્સનુ ત્રિવિધ મૂલ્ય હતુ છોકરાઓને દેશના જુદા જુદા ભાગો જોવાની એથી તક મળતી હતી, ખુલ્લામા શ્રમ કરતા પણ તેઓ શીખતા હતા, જેથી શારીરિક રીતે તેમને ઘણો ફાયદો થતો, આ ઉપરાત તેઓ રોકડ રકમ પણ કમાતા, જેનો અમુક ભાગ ઘેર કુટુબ માટે મોકલાતો છોકરાઓના જુસ્સામા તથા ઘેર માબાપના જુસ્સામા આ વસ્તુ મદદ રૂપ બનતી રાહત પુનર્વસવાટ આયોજનમા દરેક પોતાનો ફાળો આપે એવી ભાવના આની પાછળ રહેતી હતી આ યોજનાથી રાષ્ટ્રના યુવાન વર્ગને મદદ મળતી હતી તેથી અને તેઓ જે કામ કરતા તેમા ફ્રેંકલિનને ઊંડો અને સ્થાયી રસ હોવાથી, જે કેટલીક વસ્તુઓ કાયમી બનવી જોઈએ એવો તેમનો અભિપ્રાય હતો તેમા સી સી સી નો પણ સમાવેશ થતો હતો

૧૯૩૩ ના જૂનની ૧૬ મી તારીખે જાહેર બાધકામ તત્રની સ્થાપના થવાના પરિણામે સરકાર માટે મદીના સમયમા જાહેર બાધકામોની યોજના કરવાનુ અને તેનો અમલ કરવાનું શક્ય બન્યુ જે યોજનાઓ માટે નાણાની જોગવાઈ રાજ્યો પોતે કરી શકે તેમ ન હતા તે માટે તેમને નાણા ધીરીને બેકારીમા ઘટાડો કરવામા પણ આ તત્ર મદદરૂપ થયુ

પાચ મહિના પછી ૧૯૩૩ ના નવેમ્બરમા મુલકી બાધકામ તત્ર સ્થપાયુ અને ૪૦ લાખ બેકારોને કામ પર લગાડવામા આવ્યા

આ બન્ને ખાતાઓએ બધાવેલા ઘણા બાધકામો દેશભરના મારા પ્રવાસ દરમ્યાન મે જોયા હતા આ ખાતાઓની સિદ્ધિઓના ચિહ્નો શહેરોમા અને ગ્રામ્ય વિસ્તારોમા સ્થળે સ્થળે દેખાવા લાગ્યા

જમીનની જાળવણી અને જંગલની પેદાશનું કામ આગળ ધપવા લાગ્યું. મનોરંજનનાં સ્થાનો બંધાવા લાગ્યાં અને સંખ્યાબંધ પૂલો, શાળાઓ હૉસ્પિટલો તથા આરોગ્યકેન્દ્રો જે આ બે તંત્રોએ 'બજાવેલા' સુંદર કાર્યના કાયમી સ્મારક જેવાં હતાં તે સ્થળે સ્થળે નજરે પડવા લાગ્યાં આ બાંધકામોથી દેશના લોકોને મોટી રકમનો ખર્ચ ઉઠાવવો પડયો એ વાત સાચી, પરંતુ તેણે સામુદાયિક ફાયદો કર્યો અને નક્કર પરિણામો ઊભાં કર્યાં જે આજે પણ જણાઈ રહ્યાં છે.

સૌથી મહત્ત્વની યોજના "ટેનેસી વેલી ઓથોરિટી" ની હતી. સેનેટર જ્યોર્જ નોરીસનું એ મહાન સ્વપ્ન હતું અને એ યોજનાનો વિકાસ નિહાળનાર કોઈ પણ વ્યક્તિ, ઘણા લોકો જેની હાંસી કરતા હતા એવી વસ્તુ માટે સેનેટરે ચલાવેલી લડત કદી પણ ભૂલી શકશે નહિ. એ યોજનાને લગતું કાર્ય તો પહેલા વિશ્વયુદ્ધ દરમ્યાન શરૂ થયું હતું, પરંતુ એ યુદ્ધ પૂરું થયા પછી, ઘણુંખરું કામ અટકાવી દેવામાં આવ્યું હતું. મારા પતિ પ્રમુખ થયા ત્યાં સુધી એ બાબતમાં વધુ કંઇ પણ કરવામાં આવ્યું ન હતું. મારા પતિ સેનેટર નોરીસનું સ્વપ્ન સારી રીતે સમજતા હતા અને જે વખતે દેશ માટે વધુમાં વધુ પરિણામો નિપજાવી શકાય એમ હતું, એવે વખતે તેમણે એ માટે ઉત્તેજન આપ્યું. ભવિષ્યની શક્ય લડાઇની જરૂરિયાતો લક્ષમાં હોવાથી ફ્રેંકલિને "ટી. વી. એ." નું કાર્ય જેમ બને તેમ સત્વર આગળ ધપાવવા પર ભાર મૂક્યો. તે વખતે પણ મારા પતિ માનતા હતા કે, ચોક્કસ સંજોગો ઊભા થશે તો યુદ્ધ જલદી ફાટી નીકળશે અને તેઓ જાણતા હતા કે જો યુદ્ધ શરૂ થાય તો "ટી. વી. એ." જે કંઈ આપી શકે તેની આપણને પૂરેપૂરી જરૂર પડશે.

૧૯૩૨ ની ચૂંટણીની ઝુંબેશ દરમ્યાન મારા પતિ અને હું "ટી. વી. એ."ના કેટલાક વિસ્તારમાંથી પસાર થયાં હતાં ત્યારે સ્ટેશન પર એકઠા થતા લોકોના ટોળાનો દેખાવ જોઈને તેમના મન પર ઊંડી છાપ પડી હતી. એ લોકો કંગાલ હતા; તેમનાં મકાનો રંગરોગાન

પગરનાં હતાં, મોટરો ભાગીતૂટી સ્થિતિમાં હતી અને ઘણાં બાળકો તથા તેમના મોરેગઓ પાસે બૂટ કે પૂરતા કપડાં પણ નહોતાં. માત્ર આઠ વર્ષ પછી, મકાનોના બાંધકામ અને કેળવણી તથા ખેતીના પ્રયોગોની અસર માટે પૂરતો સમય મળ્યા બાદ, હુ જ્યારે એ જ વિસ્તારમાંથી પસાર થઈ ત્યારે મને લાગ્યુ કે આના કરતાં વધુ આબાદી ભર્યો વિસ્તાર મળવો મુશ્કેલ છે. બીજી મોટી નદીઓની ખીણોમાં આવી જ યોજનાનો અમલ કરવામાં જેઓ સરકારનો વિરોધ કરે છે તેઓ મારી જેમ આઠ વર્ષમા થયેલુ આ પરિવર્તન જુએ એમ મેં હમેશાં ઇચ્છ્યુ છે. આવા ફેરફારો ધીરેધીરે જ થાય એ હુ સમજું છું પણ એ દિશામાં કશુ જ કરવામા નથી આવતુ એથી મને ભારે નફરત થાય છે. મારા પતિ હમેશા ઇચ્છતા હતા તેમ હુ પણ ઇચ્છું છુ કે વરસે વરસે આપણે મીસુરી નદી પર અને મીસીસીપી નદી પર આ યોજનાનો પ્રારંભ કરીએ. લોકોના જીવનમા બહેતર પરિવર્તન કરનારા આવા પ્રયોગો આપણા લોકતંત્ર પરના આક્રમણો સામે જબ્બર દીવાલ જેવા બની રહેશે.

પાછલા વર્ષોનો હું વિચાર કરૂં છુ ત્યારે મને લાગે છે કે ૧૯૩૪થી ૧૯૩૬ સુધીના વર્ષો, વ્હાઇટ હાઉસમા અમે ગુજારેલા વર્ષોમા સૌથી વધુ શાન્ત અને ચિંતામુક્ત હતાં. જે સુધારા શરૂ કરવામા આવ્યા હતા એથી દેશ વધુ સરખી સપાટી પર આવતો જતો હતો; મૂડી અને મજૂરી વચ્ચે તથા પ્રમુખ અને કોંગ્રેસ વચ્ચે એકંદરે સારો સબંધ હતો-અને અમારા કૌટુંબિક જીવનમા અમે ધીમે ધીમે અમારી અંગત જવાબદારીઓ તથા આદતોને વ્હાઇટ હાઉસની જરૂરિયાતો સાથે અનુકૂળ કરતા બન્યા હતા. આ ગતિ ભાવિ વર્ષો માટેની એક ચોક્કસ પદ્ધતિ અમે નક્કી કરી લીધી હતી.

૧૯૩૪ની વસંત ઋતુમાં, પ્યુર્ટોરિકોના પ્રવાસે જવાનું કોઈકને મને સૂચવ્યુ, એ ટાપુના તે વખતના ગવર્નર જનરલ બ્લેન્ટન વિનશીપ સમક્ષ ભારે મુશ્કેલીઓ ઊભી થઈ હતી. કામદારોને લગતી પરિસ્થિતિ ખરાબ હતી અને અન્ન વધતી જતી વસ્તી માટે પૂરતો ખોરાક ન હતો.

જમીનના મોટા ટુકડાઓ ખાંડ કંપનીઓની માલિકીના હતા અને મોસમ ચાલુ હોય ત્યારે જ લોકોને કામ મળતું હોવાથી અને વેતન બહુ થોડું મળતું હોવાથી, મોસમ ન હોય ત્યારે કામદારો લગભગ ભૂખમરો ભોગવતા. રેક્ષફર્ડ ટગવેલ જે તે વખતે ખેતીવાડી ખાતામાં હતા તે આ ક્ષેત્રમાં શું થઈ શકે તેમ છે તેનો અભ્યાસ કરવા માટે ત્યાં જવાના હતા અને મારા પતિને લાગ્યું કે તેની સાથોસાથ જો હું પણ ત્યાં જાઉં તો લોકોને પણ એમ થશે કે પ્રમુખ ત્યાંની પરિસ્થિતિમાં ખરેખર રસ લઈ રહ્યા છે.

પ્યુર્ટોરિકોમાં હું ગવર્નરના, જૂના મકાન લાફોર્ટેલેસામાં ઊતરી હતી. એક વખતનો આ દુર્ગ અત્યારે ગુલાબી રંગના નિવાસસ્થાન તરીકે અખાત પાસે જ ખડો હતો.

મારા માટે નક્કી થયેલા બહુ જ સંભાળભર્યા કાર્યક્રમ અનુસાર, મેં સંખ્યાબંધ ગ્રામ્ય શાળાઓની મુલાકાત લીધી. સ્ત્રીઓએ કરેલું ઘર-કામ પણ મેં જોયુ. આમાંથી કેટલુંક ભરતકામ સુંદર હતું; પરંતુ જે જાતના કાપડ પર એ કરવામાં આવ્યું હતુ તે આવી સુંદર કળાને લાયક ન હતુ. કારખાનામાં બહુ જ ટુંકાં વેતન અપાતાં હતાં અને ઘરકામ માટે અપાતી રકમ માની ન શકાય એટલી હદ સુધી નાની હતી. નાનકડી બાળાઓ ખાણના સમયે પણ શાળામાં બેસી રહેતી અને રૂમાલો પર ભરતકામ કરતી કે જેથી કુટુંબની આવકમાં પોતે થોડી પેનીઓનો વધારો કરી શકે.

ગામડાનાં ઘરોની પરિસ્થિતિ તદુરસ્તી બગાડે એવી હતી જ. પરંતુ શહેરોમાં તો એ પરિસ્થિતિ ઘણા વધારે પ્રમાણમાં ચોંકાવનારી હતી. કારખાનાના કામદારોનાં ઘરો જોતી જોતી હું રસ્તા પરથી આગળ વધતી હતી એ મને અત્યારે યાદ છે. ઘણાખરાં ઘર બે ઓરડાનાં હતાં; પાછળના ઓરડામાં પ્રકાશ હતો નહિ અને આગળના ઓરડામાં પણ બારણામાંથી જે પ્રકાશ આવતો તે જ હતો; બીજે ક્યાંયથી પ્રકાશ આવે તેવી ગોઠવણ હતી જ નહિ. પાણી, નળ અથવા બીજી કોઈ જાતની આધુનિક સગવડો આ જૂનાં ઈંટનાં મકાનોમાં તો ક્યાથી હોય જ? ઘણીખરી સ્ત્રીઓ

બહાર ખુલ્લામાં બેસીને રસોઈ કરતી અને જે નાનકડી સગડીઓનો ઉપયોગ તેઓ કરતી હતી તેનાં પર તેઓ કેવી રીતે રસોઈ કરી શક્તી હશે તેનું મને આશ્ચર્ય થતું હતું.

અંધારગલીનાં મકાનો પાટનગરનાં એવાં મકાનો કરતાં પણ વધુ ખરાબ સ્થિતિમાં છે એમ મને લાગ્યું. પહેલા વાવાઝોડા પછી, ઊડી આવેલાં પતરાં, લોખંડનો ભંગાર અને લાકડાના કટકા ઉચકી લઈને તેમાંથી પાણી ઉપર ઝૂંપડીઓ બનાવવામાં આવી હતી. લાકડાના પાટિયાં પર થઈને અમે ચાલ્યાં. દરેક ઝૂંપડીની નીચે પાણી આવતું હતું. ટેકરીની બાજુએ પણ આવાં કંગાળ ઝૂંપડાં હતાં. ત્યાં બકરાંઓ અને બીજાં જનાવરો પણ ઝૂંપડાની નીચે રહેતાં હતાં. સુખાકારીની બિલકુલ ગોઠવણ ન હતી અને ટાઈફોઇડનો ઉપદ્રવ સામાન્ય થઈ પડયો હતો. જો ત્યાંના હવાપાણી સારાં ન હોત અને યુનાઇટેડ સ્ટેટસમાંથી ચોખા અને વટાણાનો ખોરાક મળતો ન હોત તો એ ટાપુ પર રીકેટની બીમારી મોટા પાયા પર ફરી વળી હોત. ક્ષયનો ભોગ ઘણા થઇ પડતા. દર વરસે વધુ બાળકો જન્મતાં અને તેના પરિણામે આ નાનકડા ટાપુ પરની વસ્તીનો પ્રશ્ન ગંભીર વિચારણાનો વિષય બન્યો હતો. કેથોલિક પાદરીઓ તરફથી છોકરીઓને સુંદર ભરતકામ શિખવાડવાની ગોઠવણ થઈ હતી અને બાળકોનું જીવન સુધારવા માટે સાધ્વીઓ પોતાનાથી બની શક્તા તમામ પ્રયાસ કરતી.

પ્યુર્ટોરિકોમાંથી અમે વર્જીન ટાપુઓમાં ગયાં. ત્યાં પણ પરિસ્થિતિ ખરાબ તો હતી જ પરંતુ કેટલીક વખત પ્યુર્ટોરિકો કરતાં તે કંઇક ઠીક લાગતી હતી. અહીં તેમજ પ્યુર્ટોરિકોમાં નવાં મકાનો બાંધવા માટે પ્રયાસ કરવામાં આવતા હતા, પરંતુ તેનો ઉપયોગ કેવી રીતે કરવો એ લોકોને શીખવવું પડતું હતું. વધુ સારી પરિસ્થિતિમાં પણ સ્વચ્છ જીવન કેવી રીતે જીવવું એ તેઓ જાણતા ન હતા, કારણ કે જે સંજોગોમાં રહેવાની તેમને ફરજ પડી હતી, એથી સ્વચ્છતા લગભગ અશક્ય બની જતી.

પાછા ફર્યા પછી મેં મારા પતિને કેટલાક કામદાર આગેવાનો અને ઉદ્યોગપતિઓને પરિસ્થિતિ તપાસવા માટે ત્યાં મોકલવાની વિનંતિ કરી. એ પછી મારા કેટલાક મિત્રો નવા ઉદ્યોગોનો વિકાસ કરવા માટે ત્યાં ગયા, તેમાં વોશિંગ્ટન ખાતે જાહેર બાંધકામ ખાતાના કલા હુન્નરના કાર્યક્રમમાં ભાગ લેનાર એડ્રેચન ડોર્નબુશ પણ છે. પ્યુર્ટોરિકોમાં થતા વાંસના જુદાજુદા ઉપયોગો તેમણે વિકસાવ્યા અને હું માનું છું કે કેટલાક નાના ઉદ્યોગો તેમણે સફળતાપૂર્વક ચાલુ કરી દીધા છે. શ્રી. ટગવેલ પાછળથી જ્યારે ગવર્નર થયા ત્યારે તેમની પહેલી મુલાકાતમાં જે કેટલીક યોજનાઓ મદદરૂપ થશે એમ તેમને લાગ્યું હતું તેમાંથી ઘણી ખરી તેમણે અમલમાં મૂકી હતી.

૧૯૩૪ થી ૧૯૩૬ ના બે વર્ષ દરમ્યાન જે કંઈ ચિંતા અમારે ભોગવવી પડી હતી તે મોટે ભાગે અંગત હતી. એકંદરે ૧૯૩૬ ની ચૂંટણી ઝુંબેશ શરૂ કરતી વખતે અમારા દિલમાં એવી જ ભાવના હતી કે સમગ્ર રીતે જોતાં દેશ પગભર બની રહ્યો છે. એ ઝુંબેશમાં મેં કંઈ પણ રીતસરનું કામ કર્યું ન હતું; જો કે ઝુંબેશ માટેના વડા મથકની મેં મુલાકાત લીધી હતી અને ફ્રેંકલિનના કેટલાક પ્રવાસો દરમ્યાન હું તેમને મળી હતી. ખરૂં કહું તો, મારા પતિ માટે ચૂંટણીનો પ્રચાર કરવામાં મને કદી સુરુચિ લાગી ન હતી; એટલે એક પણ ઝુંબેશમાં મેં રાજદ્વારી પ્રવૃત્તિમાં ભાગ લીધો ન હતો; જો કે ચોક્કસ કારણસર ચોક્કસ કામ કરવાનું મને કહેવામાં આવતું તો એ કામ હું બેશક બજાવતી.

એ ચૂંટણીના પરિણામ વિષે કોઈ પણ જાતની અનિશ્ચિતતા ન હતી કે પ્રતીક્ષા કરવાપણું ન હતું. રાબેતા મુજબ અમે હાઇડપાર્ક ખાતે હતાં અને ચૂંટણીની રીતે ત્યાંનું દિવાનખાનું હંમેશાં અખબારી ઓફિસ જેવા વાતાવરણમાં ફેરવાઇ જતું જે યંત્રો પર સમાચાર આવતા હતા તે બાજુના નાનકડા ઓરડામાં મૂકવામાં આવ્યાં હતાં. ફ્રેંકલિન પોતે ટેલિફોન પર બેસતા હતા, લંબાણ સંદેશાઓ તેમને સોંપવામાં આવતા હતા અને દરેક જણ સરેરાશ કાઢવા લાગી જતું. અખબારી પ્રતિનિધિઓ આવતા

અને તેમને અભિનંદન આપવામાં આવતો. ઉંચે પરિણામ જ્યારે બહાર પડતું ત્યારે હાઇડપાર્ક ગામના લોકો મશાલ સરઘસ કાઢતા અને માન પતિને અભિનંદન આપવા આવતા. અમે બહાર નીકળતાં અને ઠંડીમાં ધ્રૂજતાં ધ્રૂજતાં તેમના તરફથી સંબોધનના યોગ્ય શબ્દો સાંભળતાં.

૧૯૩૬ માં અમે ફરીથી વોશિંગ્ટન ગયા ત્યારે ભારે ઉત્સાહથી ફ્રેંકલિનનો સત્કાર કરવામાં આવ્યો અને બહુ જ મોટા મતોથી તેમના બીજા પ્રમુખપદનો આરંભ થયો. કોંગ્રેસમાં ડેમોક્રેટિક સભ્યો પણ બહુમતીમાં ચૂંટાયા હતા અને પક્ષના સભ્યોને પોતાનું સ્થાન એટલું મજબૂત લાગતું હતું કે પોતે ધારે તે કરી શકશે એમ તેઓ માનતા લાગ્યા હતા કોઈપણ જૂથ માટે આવું વલણ અખત્યાર કરવાનું ઠીક ન કહેવાય, અને ખાસ કરીને જ્યારે મંદી પછી તાજેતરમાં જ સ્થિર બનેલા દેશના સફળ સંચાલન માટે જેઓ જવાબદાર છે એવા લોકો માટે તો ઠીક ન જ કહેવાય

વોશિંગ્ટન ખાતેના શરૂઆતનાં વર્ષો દરમ્યાન ફ્રેંકલિન જે જે મુખ્ય પ્રશ્નોમાં રસ લેતા હતા તેમાનો એક પ્રશ્ન આપણી તથા આપણા લેટિન અમેરિકન પાડોશીઓ વચ્ચેની તંગદિલી દૂર કરવાનો હતો હું પહેલાં જણાવી ગઈ છું તેમ આપણું વલણ વાધાભર્યા મોટાભાઈ જેવું છે, એમ તેમને હંમેશા લાગતું હતું અને વધુ ડહાપણભરી તથા સારા પાડોશી તરીકેની નીતિ અખત્યાર કરવાથી આ સંબંધમાં સુધારો કરી શકાય એમ તેઓ માનતા હતા નવેમ્બરની ચૂંટણી પછી, શાન્તિની જાળવણી માટે ૧૯૩૬ માં બ્યુએનોએર્સમાં મળેલી આંતર-અમેરિકન પરિષદમાં હાજરી આપીને એ નીતિ અમલમાં મૂકવાનો તેમણે વ્યક્તિગત પ્રયાસ કર્યો હતો

ફ્રેંકલિનના પ્રવાસથી દેખીતી રીતે જ જે ઉત્સાહ જાગ્રત થયો તેની, તેમના પર ઊંડી અસર થઈ અને જે શુભેચ્છાનો વિકાસ થાય એવી ... ઇચ્છા હતી તેનો પ્રાદુર્ભાવ પોતે કરી શક્યા એથી તેમને ... સ આનંદ થયો હતો

માર્ગમા ફ્રેંકલિન ઉરુગ્વેમાં રોકાયા. ઉરુગ્વેથી તેઓ બ્રાઝિલ ગયા અને ત્યા પણ તેમની મુલાકાતથી ઉત્પન્ન થયેના ઉત્સાહથી તેઓ બહુ ખુશ થયા હતા

ત્યાના પ્રમુખ વરગાસ અને તેમના પત્નીએ પરદેશ ખાતાના નાયબ મંત્રી મિ વેલ્સને પૂછ્યુ કે મિસિસ રૂઝવેલ્ટને અમે કઈક ભેટો મોકલી શકીએ કે કેમ ? તેઓ એ નિયમ જાણતા હતા કે યુનાઇટેડ સ્ટેટસનો કોઈ પણ પ્રમુખ કે સરકારી અધિકારી હોદ્દા પર હોય ત્યા સુધી પરદેશી સરકાર તરફથી અંગત ભેટ સ્વીકારી શકે નહિ મેડમ વરગાસે મને ચાદીની સુંદર કોતરણીનો એક ટી સેટ મોકલ્યો અને તેણે તથા તેના પતિએ સયુક્ત રીતે પોતાના સગ્રહમાથી એક રત્નની કીમતી ભેટ પણ આપી મારા પતિએ પાછા ફર્યા પછી જ્યારે એ ભેટ મને સોપી ત્યારે મારા પર તેની ઊંડી અસર થઈ, પરતુ હુ જોઈ શકી કે વ્હાઈટ હાઉસમા જ અથવા કોઈ સત્તાવાર મેળાવડામા જ આવડા મોટા ટી સેટનો ઉપયોગ થઈ શકે પેલુ રત્ન વ્હાઈટ હાઉસ ખાતેની મારી તિજોરીમા રાખવામા આવ્યુ

ફ્રેંકલિનના અવસાન પછી આ ટી સેટ મે "ફ્રેંકલિન ડી. રૂઝવેલ્ટ" નામના વિમાનવાહક જહાજને ભેટ આપ્યો અને હુ આશા રાખુ છુ કે એ જહાજે જ્યારે બ્રાઝિલની શુભેચ્છા-મુલાકાત લીધી ત્યારે એ ટી સેટ જહાજ પર જોઈને બ્રાઝિલના લોકોને આનદ થયો હશે

મિ વેલ્સે મને જણાવ્યુ હતુ કે રત્ન જો હાઈડ પાર્ક ખાતેના પુસ્તકાલયમા ફ્રેંકલિનના બીજા સગ્રહોની સાથે મૂકવામા આવશે તો બ્રાઝિલના લોકોને ઘણો આનદ થશે એટલે રત્ન ત્યા મૂકવામા આવ્યુ છે હુ માનુ છુ કે લોકોને તેમાં રસ પડે છે અને આપણા દેશ પ્રત્યેની બ્રાઝિલની ઉદાર લાગણી તથા માયાળુતાના પ્રતીક તરીકે તેથી સારો હેતુ સરે છે

મારા પતિ મારુ મન એટલી સારી રીતે જાણતા હતા કે પ્રવાસ દરમ્યાન તેઓ મારા માટે એક નાનકડું રત્નજડિત પેન્ડન્ટ ખરીદતા

આવ્યા, જે હું કોઈ કોઈ વખત પહેરું છું. મને એ ભેટ આપતી વખતે તે બોલ્યા હતા : "આ ક્ષુદ્ર ભેટ હું તારા માટે લાવ્યો છું તેનું કારણ એ છે કે મોટું રત્ન તું કદી નહિ પહેરે એવી મને ખાતરી છે."

મારા જન્મદિનના મેળાવડાની યોજના હમેશાં મારા પતિ કરતા. બહુ ધાંધલ મને ગમતી નહિ એ તેઓ જાણતા હતા, એટલે સામાન્ય રીતે મારી પસંદગીના મિત્રોને તેઓ ભોજન માટે નિમંત્રણ આપતા, પરંતુ હું જ્યારે બધાના લક્ષનું કેન્દ્ર બનતી અટકતી ત્યારે જ મને હમેશાં આનંદ થતો.

વ્હાઇટ હાઉસ ખાતેનાં શરૂઆતનાં વર્ષો દરમ્યાન અમને લાગતુ કે જેટલા બને તેટલા વધુ તહેવારો, ખાસ કરીને નાતાલના તહેવારો વૉશિંગ્ટનમાં ગુજારવાનું અગત્યનું હતું. અમારાં બાળકો પરણ્યાં અને બીજે રહેવા ગયાં ત્યાં સુધી નાતાલ પર આખું કુટુંબ એકઠું થાય એવા પ્રયાસ અમે કરતાં. નાતાલના દિવસે સવારે અમારા શયનગૃહમાં દરેકને માટે મોજાં રાખવાની અમારી પ્રણાલિકા હતી. બાળકો જાગતાં ત્યારે અમને જગાડતાં અને સૌ કોઈને જગાડતાં. અમારું નાતાલનું વૃક્ષ સામાન્ય રીતે આગલી સાંજે તૈયાર થઈ જતું અને મોટાં બાળકો તે તૈયાર કરવામાં મદદ કરતા. ફ્રેંકલિન લકવાનો ભોગ થઈ પડ્યા પછી પણ વૃક્ષને કેવી રીતે શણગારવું એ વિષે સૂચનાઓ આપતા અને તેઓ જીવ્યા ત્યાં સુધી સાચી મીણબત્તીને બદલે બીજું કંઈ પણ વાપરવાની અમારી વાત તેમણે કદી કાન પર ધરી ન હતી. તેમના રાજકીય સિદ્ધાંતો ગમે તેટલા આગળ વધેલા હોય છતાં, તેઓ ઘણી નાની બાબતોમાં જૂની પદ્ધતિની પ્રણાલિકાઓને વળગી રહ્યા હતા.

નાતાલના આગલા દિવસની સવારે મારા પતિ વ્હાઇટહાઉસના કારકુનોના સ્ટાફ તથા ગુપ્ત સર્વિસનાં માણસો માટે મેળાવડો કરતા અને તેમાં બધાને નાનકડી યાદગીરીની ભેટ આપીને તેમને "સુખી નાતાલ" ઇચ્છતા. બપોરના વ્હાઇટહાઉસનો ઘરનો સ્ટાફ, શોફરો .ોરે બીજા માણસો અને પોલીસ માટે મેળાવડો કરવામાં આવતો.

આ બપોરના મેળાવડામાં દરેક માણસને પોતાના કુટુંબીઓને લાવવા હોય તો લેતા આવવાનું જણાવવામાં આવતું. બાર વર્ષની નીચેના બાળકોને અગત ભેટ મળતી અને સ્ટાફના દરેક માણસને રોકડ રકમ ભેટ તરીકે આપવામાં આવતી. પોલીસ પહેરગીરોને અમે સામાન્ય રીતે ટાઇ, રૂમાલ કે એવી ચીજ ભેટ તરીકે આપતા.

નાતાલ પહેલાના આગલા અઠવાડિયે હું સામાન્ય રીતે, એક દિવસ માટે હાઇડપાર્ક જતી અને એ સ્થળે રહેનારા અથવા અમારા માટે કામ કરનારા લોકોને ભેટો આપતી. નાતાલ પછી તરતજ જો અમારે ત્યાં જવાનુ થતું તો અમે મોટા મકાનમાં ત્યાંના માણસો માટે મેળાવડો કરતાં. પાછળથી હાઇડપાર્ક ખાતે લશ્કરી પોલીસની સ્કૂલ સ્થપાયા બાદ, ત્યાં જે સૈનિકો હોય તેમને માટે અમે લાયબ્રેરીમાં સાંજના બે મેળાવડા કરતા. કેટલાક નવા રંગરૂટોને જોઇને ફ્રેંકલિનને બહુ રમૂજ પડતી, કારણ કે તેઓ પહેલા વાર, પ્રમુખને જોતા ત્યારે ઘણી વખત કેવી રીતે સલામ કરવી એ સાવ ભૂલી જતા અને બંદૂકો પકડવાની નવી નવી મૌલિક રીતો શોધી કાઢતા.

વોશિંગ્ટનમાં નાતાલની સાંજ મારા માટે બહુ જ પ્રવૃત્તિમય બની જતી. સૌથી પહેલાં રાષ્ટ્રીય થિએટરમાં વેલફેર કાઉન્સીલ તરફથી કમનસીબ બાળકો માટેના મેળાવડામાં હું જતી. ત્યારબાદ કારોબારી ઓફિસોના બધા માણસોને "સુખી નાતાલ" ઇચ્છવામા હું મારા પતિ સાથે જોડાતી.

સામાન્ય રીતે બપોરના ભોજન વખતે હું મુક્તિફોજના વડા મથકે જતી. ત્યાં ખોરાકની ટોપલીઓ અપાતાં પહેલાં પ્રાર્થના કરવામાં આવતી. ત્યાંથી હું અમેરિકાના સ્વયંસેવક દળના વડા મથકે જતી. ત્યાં પણ એવી જ રીતે પ્રાર્થના થતી અને ખોરાકની ટોપલીઓ અપાતી. બપોર પછી વ્હાઇટ હાઉસના "ઇસ્ટ રૂમ"માં થતા મેળાવડા માટે હું સમયસર પાછી આવી જતી.

આ મેળાવડા પછી હું, મારા પતિ અને કુટુંબના જે સભ્યો હાજર

હોય તેઓ નાતાલના વૃક્ષને પ્રગટાવવા માટે જતાં અને ત્યાં મારા પતિ નાતાલનો સંદેશો બ્રોડકાસ્ટ કરતા. એ પછી તેઓ વ્હાઇટ હાઉસમાં પાછા ફરતા અને હું વૉશિંગ્ટનના એકાદ ગરીબ લત્તામાં નાતાલવૃક્ષ પ્રગટાવવા જતી. ત્યાં અમે નાતાલનાં ગીતો ગાતાં.

હું ઘેર પાછી ફરતી ત્યારે કુટુંબના જે કોઈ સભ્યો એકઠા થયેલા હોય તેમની સમક્ષ મારા પતિને ડીકન્સનું "ક્રીસમસ કેરોલ" વાંચતા જોતી. દર વરસે તેઓ જુદા જુદા ફકરા પસંદ કરીને આખા વાંચતા અને બીજા ફકરા જતા કરતા. ભૂતોને લગતા ભાગો વાંચતી વખતે તેઓ હાવભાવ પણ સારી રીતે કરતા. હકીકતમાં, તેઓ જ્યારે જ્યારે કંઈ પણ મોટેથી વાંચતા ત્યારે સાથોસાથ અભિનય પણ કરતા જતા હતા અને તેથી જ બાળકો શબ્દોનો અર્થ સમજવા જેવડા થાય એ પહેલાં પણ તેમનું ધ્યાન રોકી રાખવામાં સફળ થતા. તેઓ સામાન્ય રીતે રાતના ભોજન પછી તેમનું વાંચન પૂરું કરતા. એ પછી ભેટ આપવા માટેના મોજાં ગૂંથવામાં આવતાં અને છેવટે કુમારી થોમ્પસન અને હું લગભગ દરેક વખતે સેંટ થોમસ ચર્ચ ખાતેની મધરાતની પ્રાર્થનામાં જતાં.

નવા વર્ષની સાંજે મારા પતિ વ્હાઇટહાઉસમાં રહેવાનું પસંદ કરતા. અમે હંમેશાં કેટલાક મિત્રો એકઠા કરતા અને મધરાતે લંબગોળાકાર ઓરડામાં રેડિયો ચાલુ કરવામાં આવતો હતો. હાથમાં પ્રણાલિકા અનુસાર ઈંડું રાખીને અમે મધરાત જાહેર થવાની રાહ જોતાં હતાં. ફ્રેંકલિન હંમેશાં તેમની મોટી ખુરસીમાં બેસતા અને પ્રમુખ તરીકે હાથમાં ગ્લાસ લઈને તેઓ "અમેરિકા"ની સલામતી ઉચ્ચારતા. અમે બધા ઊભાં થતાં અને તેમના શબ્દોનો પુનરુચ્ચાર કરતા. કોણ જાણે કેવી રીતે એ મકાનમાં એ શબ્દો ખાસ અર્થસૂચક અને અસરકારક થઈ પડતા અને એ પછી જે અંગત અભિનંદનો અપાતાં તેને પણ આ પ્રસંગનું ગાંભીર્ય સ્પર્શી જતું.

× × ×

પોતે જે કામ કરી રહ્યા હોય એ વિષે ફ્રેંકલિન ભોજન વખતે

અથવા ખાનગી કૌટુંબિક વાર્તાલાપ દરમ્યાન બહુ બોલતા નહિ. અમારામાંથી ઘણાખરાને એમ લાગતું કે તેઓ જ્યારે પોતાના કુટુંબ સાથે હોય ત્યારે તેમના હોદ્દાની ઉપાધિઓમાંથી તેમને રાહત મળવી જોઈએ. પરંતુ જો લોકોનો અભિપ્રાય તેઓ જાણવા માગતા હોય તેમની હાજરીમાં જો કોઈ પ્રશ્ન ઉપસ્થિત થતો તો, તેમના આંતરિક વિચારો તથા તેમની સાથે કામ કરનારાઓની દલીલોમાંથી કેટલુક અમે જાણી શકતા.

કેટલાક વિષયો પરત્વે હું બહુ જ પ્રબળ લાગણી ધરાવતી હતી, પરંતુ રાજકારી વાસ્તવિકતાઓના કારણે ઘણી વખત ફ્રેંકલિન, પોતાને જેમાં શ્રદ્ધા હોય એવી બાબતોમાં પણ ટેકો આપતાં અચકાતા. કોઈ કોઈ વખત તો આથી મને બહુ જ ચીડ ચડતી.

મને યાદ છે કે લીંચીંગ (હબસીઓની હત્યા) પર પ્રતિબંધ મૂકતા બીલ માટે તથા પોલ ટેકસ નાબૂદ કરવા માટે હું તેમનો સંપૂર્ણ ટેકો મેળવવા ઇચ્છતી હતી. ફ્રેંકલિન આ બન્ને પગલાંની તરફેણમાં હતા પરંતુ તેને કદી પણ અગ્રગણ્ય મહત્ત્વ આપ્યું ન હતું. હું જ્યારે એ સંબંધી વિરોધ દર્શાવતી ત્યારે તેઓ માત્ર એટલું જ કહેતાઃ "પ્રથમ કરવા જેવી વસ્તુઓ હંમેશાં પહેલાં કરવી જોઈએ, અને જો પગલાં પર અથડામણ થાય તેવુ છે તે આગળ ધરીને હાલના તબક્કે અનેક ગણા વધુ મહત્ત્વના ધારા માટે જરૂરી એવા મતો હું ગુમાવી શકું નહિ."

યુરોપની પરિસ્થિતિ વધુ ગંભીર બનતી ગઈ તેમ તેમ, યુદ્ધ માટેની તૈયારીને બીજી દરેક વસ્તુ કરતા પ્રાધાન્ય આપવુ પડ્યુ. આ ધારો પસાર કરાવ્યા વિના છૂટકો ન હતો અને ફ્રેંકલિન જાણતા હતા કે બીજા પ્રશ્ન પર પક્ષમા ફાટફૂટ પડે તો આ ધારો પસાર કરાવી શકાશે નહિ.

લોકોને એ વાતોનો ખ્યાલ હોતો નથી કે પ્રમુખ પર કેટલું બધું દબાણ કરવામાં આવે છે અને જુદા જુદા દબાણો કેટલીક વખત એટલાં બધાં અગત્યનાં હોય છે કે માણસની સાચી ઇચ્છાને ગૌણ બનાવવી પડે છે. દાખલા તરીકે યુદ્ધના ઉન્માદની અસર ચૂંટણીને લગતાં કેટલાક

બાબતો પર જ નહિ પરંતુ સરકારની કેટલીક નીતિઓ ઉપર પણ થઈ હતી.

ઘણી વખત લોકો ચોક્કસ વસ્તુ માટે તેમનો ટેકો મેળવવા મારી પાસે આવતા. હું તેમની સમક્ષ પરિસ્થિતિની રજૂઆત કરતી, પરંતુ એ વિષે હું ગમે તેટલા પ્રબળ વિચારો ધરાવતી હોઉં તો પણ ચોક્કસ પગલું ભરવા માટે હું તેમને કદી આગ્રહ કરતી નહિ, કારણ કે સમગ્ર રીતે ચિત્રના બધાં અંગોથી તેઓ પરિચિત હોય અને હું આખા ચિત્રથી વાકેફ ન હોઈ શકું એ મારા ખ્યાલમાં હતું. મારી પાસે જે લોકો આવતા તેમના માટે મારાથી બની શકતું બધું હું કરતી, માત્ર મારા પતિ શું વિચારશે અથવા તેમને શું લાગશે એટલું જ જણાવવાનું બાકી રાખતી. મારા મનની વાત સ્પષ્ટ રીતે જણાવતાં ફ્રૅંકલિને મને કદી અટકાવી ન હતી. હું ધારું છું કે આ કારણે જ, તેમની સમક્ષ ગમે તેટલો વિરોધ દર્શાવવા છતાં ઘણી વખત હું ઊલટી વધુ કાળજી રાખતી.

ફ્રૅંકલિન સમક્ષ જે કેટલાક વિચારો રજૂ કરવામાં હું સંમત થઈ હતી તેમાંનો એક રાષ્ટ્રીય યુવક કારોબાર તંત્રની સ્થાપના કરવાનો હતો. દેશના યુવાન વર્ગની દશા વિષે શરૂઆતથી જ હું કેટલી વ્યગ્ર રહેતી હતી તે જાહેરબાંધકામ તંત્ર (પી. ડબલ્યુ. એ.)ના તે વખતના વડા તથા તેમના મદદનીશ અને પાછળથી રાષ્ટ્રીય યુવક કારોબાર તંત્રના વડા ઓબ્રે વિલિયમ્સ સારી રીતે જાણતા હતા. એક દિવસે તેમણે મને કહ્યું: "અમે આ માટે તમારી પાસે એટલા માટે આવ્યા છીએ કે હજી હમણાં પ્રમુખને અમારા તરફથી એ માટે વાત કરવાનું અમને ઠીક લાગતુ નથી. સરકારમાં આવા તંત્રની સ્થાપના વિરુદ્ધ ઘણા લોકો હશે અને તેનો ખરાબ રાજદ્વારી પ્રત્યાઘાતો પણ કદાચ પડે. દેશ તેનો સ્વીકાર કરશે કે કેમ તે અમે જાણતા નથી. પ્રમુખને એ વિષે પૂછવાનું પણ અમે પસંદ કરતા નથી કારણે કે હાલમાં સત્તાવાર રીતે તેમને "હા" કે "ના" કહેવી પડે એવી સ્થિતિમાં અમે તેમને મૂકવા માગતા નથી."

આ બાબતમાં ફ્રૅંકલિનના વિચારો કેવા છે તે જાણવાનું અને આ કાનો અભિપ્રાય તથા ભય તેમની સમક્ષ રજૂ કરવાનુ મેં માથે લીધું.

અગત્યના પ્રશ્નોની તેમની સાથે ચર્ચા કરવાના મારા રાબેતાના સમય સુધી મેં રાહ જોઈ અને ફ્રેંકલિનનો ચહાનો સમય થતાં પહેલાં હું તેમના ઓરડામાં ગઈ. મેં એ આખી યોજના તેમની સમક્ષ વર્ણવી, એમાંથી કેટલુંક તો તેઓ પહેલેથી જાણતા હતા. એ પછી હેરી હોપકિન્સ અને ઓબ્રે વિલિયમ્સ આવા તંત્ર વિષે કેવો ભય સેવી રહ્યા હતા એ વિષે મેં ફ્રેંકલિનને વાત કરી. ફ્રેંકલિને મારી સામે જોયું અને કહ્યું : "આમ કરવું યોગ્ય છે એમ તેઓ માને છે?" મેં જવાબ આપ્યો કે યુવાન વર્ગને એ ખૂબ જ મદદરૂપ બનશે એમ તેઓ માને છે પરંતુ રાજદ્વારી દૃષ્ટિથી એ ગેરડહાપણ ભર્યું પણ કદાચ ગણાય એ તમે ભૂલી જાઓ એવી તેમની ઇચ્છા નથી. તેમને લાગે છે કે જર્મનીએ પોતાના યુવાન વર્ગને ચોક્કસ બીબામાં ઢાળ્યો હોવાથી એ વિષે ચિંતા કરી રહેલા કેટલાક લોકો કદાચ એમ પણ માની બેસશે કે આપણે પણ આપણા દેશમાં એવું જ કરવાની કોશિશ કરી રહ્યા છીએ. આવી માન્યતાના કારણે આ પગલાની તરફેણ કદાચ તેઓ ન પણ કરે. ફ્રેંકલિને કહ્યું : "યુવાન વર્ગ માટે જો આ વસ્તુ કરવા જેવી હોય તો તે થવી જ જોઈએ. હું ધારું છું કે આપણે ટીકાનો સામનો કરી શકશું; પણ અમેરિકન યુવાન વર્ગને એક કે બીજી રીતે ચોક્કસ બીબામાં ઢાળી શકાય કે કેમ એ વિષે મને શંકા છે.

આ વાતચીત પછી થોડા વખતમાં રાષ્ટ્રીય યુવક કારોબારતંત્ર અસ્તિત્વમાં આવ્યું અને ઘણા યુવકયુવતીઓ માટે તે નિઃશંક રીતે લાભદાયક નીવડ્યુ. હાઈસ્કૂલ અને કોલેજના વિદ્યાર્થીઓને તેમનો અભ્યાસ પૂરો કરવામાં મદદરૂપ બને તેવી યોજનાઓ તેણે રજૂ કરી અને રેસીડન્ટ તથા નોનરેસીડન્ટ યોજનાઓમાં તાલીમની જોગવાઇ કરી તેમજ તમામ યુવાનવર્ગને મદદરૂપ બને એ રીતે સિવિલિયન કોન્ઝર્વેશન કોર્પ્સના કામની પૂર્તિ કરી.

રાજદ્વારી વિચારણા લક્ષમાં લીધા વિના જે કરવું ઘટે તે કરવામાં આવ્યું હોવાના જે પ્રસંગો માટે હું મગરૂબ હતી તેમાંનો આ એક

પ્રસંગ હતો. હકીકતમાં તો રાજદ્વારી રીતે પણ એ પગલું લોકપ્રિય નીવડયું અને સરકારની સ્થિતિ ઘણી મજબૂત બનાવી.

ફ્રેંકલિન પોતે કદી પણ મને નિરુત્સાહી કરતા નહિ અને હું જે કંઈ કહેવા કે કરવા માગું એથી તેમના પેટનું પાણી પણ હાલતું નહિ; પરંતુ બીજા લોકો ઘણી વખત મારાં પગલાંઓ વિષે એટલા નિશ્ચિંત રહેતા નહિ. દાખલા તરીકે મારી જાતિ વિષયક માન્યતાઓ તથા સામાજિક કાર્યના ક્ષેત્રમાં મારી પ્રવૃત્તિઓ ઘણાને ગંભીર ચિંતા ઉપજાવતી એ હું જાણતી હતી. મારા પતિના કેટલાક મિત્રોને એવો ભય હતો કે હું મારા પતિને રાજદ્વારી અને સામાજિક રીતે હાનિ પહોંચાડીશ. હું માનું છું કે ઘણી વસ્તુઓ તો ફ્રેંકલિનની જાણબહાર અને તેમની સંમતિ વિના હું કરતી હતી એમ તેઓ ધારતા હતા.

તેમના ઘણા રાજદ્વારી સલાહકારો તથા કેટલાક કુટુંબીઓને ઇલિયટ અને અન્નાના છૂટાછેડાથી ઊંડી ચિંતા થતી. તેમને, લાગતું કે મારા પતિની રાજદ્વારી કારકિર્દી પર તેના પ્રતિકૂળ પ્રત્યાઘાત પડશે. એ બન્નેના છૂટાછેડા અટકાવવા માટે ફ્રેંકલિને પોતાનાથી બની શકતા પ્રયાસ કર્યા હતા; પરંતુ એ લોકોએ બહુ જ સંભાળથી વિચાર ચલાવ્યા પછી છૂટાછેડા માટે નિશ્ચય કરી લીધો છે એવી ફ્રેંકલિનને ખાતરી થયા પછી, એ લોકોએ તેમનાં જીવન પોતાના પિતાના હિત સમક્ષ ગૌણ બનાવવાં એવું સૂચન તેમને કરવાનો ખ્યાલ પણ ફ્રેંકલિનને આવ્યો ન હતો. તેઓ કહેતા કે રાજકારણમાં પડેલા માણસ પોતાની નીતિના પરિણામ અનુસાર ચડે છે કે પડે છે, બાળકોએ શું કરવું કે શું ન કરવું એ તેમના જીવનને સ્પર્શતો પ્રશ્ન છે એથી પોતાનાં રાજદ્વારી હિતો સાથે તેમના જીવનને સાંકળી દેવાં જોઈએ એમ તેઓ પોતે માનતા ન હતા. તેમની આ માન્યતા સાવ સાચી હતી. હું માનું છું કે તેમને આવા પ્રકારની ચિંતા ભોગવવી પડી એ માટે દેશના ઘણાખરા લોકોને ખેદ થયો હતો, પરંતુ પ્રમુખનું કુટુંબ બીજાં કુટુંબો જેવું જ છે એ તેઓ સમજતા. એ અનિશ્ચિતતાના સમય દરમ્યાન ઘણાં કુટુંબોએ, તે સમયના એક અંશ જેવી બની ગયેલી




લેખિકા શ્રીમતી એલીનોર રૂઝવેલ્ટ



૨૫. કિંગ જ્યોર્જ અને રાણી ઇલિઝાબેથ સાથે લેખિકા
બકિંગ હમ પેલેસમાં

ઉપાધિઓ અનુભવી હતી.

૧૯૩૮ ની કોંગ્રેસની ચૂંટણી નજદીક આવતી ગઈ તેમ તેમ હું જોઈ શકી કે ફ્રેંકલિન ફરીથી ચિંતા કરવા લાગ્યા હતા. તેઓ માનતા કે પોતાનો ઉદાર કાર્યક્રમ જો ચાલુ રાખવો હોય તો કોંગ્રેસમાં ઉદાર મતવાદી સભ્યોની હાજરી જરૂરી છે. ડેમોક્રેટિક પક્ષની મોટી બહુમતી હતી, પરંતુ લડાયક જૂથ તરીકે પક્ષમાં એકતા ન હતી અને તેમાં જુદા જુદા વિભાગો પડી ગયા હતા; ઘણી વખત તો એવું લાગતું કે ડેમોક્રેટિક પક્ષની અંદર એક જૂથ એવું છે કે જે વધુ રૂઢિચુસ્ત રિપબ્લિકન પક્ષ સાથે વધુ સારૂં કામ કરી શકે તેમ છે. એ પરિસ્થિતિના પરિણામે પ્રમુખના સલાહકારોમાં અને પ્રધાનમંડળમાં પણ મતભેદો ઊભા થયા હતા અને ભાગલા પડી ગયા હતા.

× × × ×

૧૯૩૮ ના ઉનાળામાં સ્વીડનના યુવરાજ અને યુવરાજ્ઞીનું અમેરિકામાં આગમન થયું. યુરોપના શાહી કુટુંબોની મુલાકાતોની પરંપરાની આ શરૂઆત હતી.

સ્વીડનના રાજકુમાર જુદી જુદી સ્વીડીશ વસાહતોની મુલાકાત માટે દેશમાં પ્રવાસ કરી રહ્યા હતા અને જુલાઇની ૧ લી તારીખે તેઓ હાઇડપાર્ક આવ્યા. અમે તેમના માનમાં ભોજન સમારંભ યોજ્યો હતો. બીજે વર્ષે મે મહિનામાં નીકારાગ્રુઆના પ્રમુખ અને તેમનાં પત્ની સીમોરા ડી સોમોઝાના માનમાં ભોજન અને સંગીતનો મેળાવડો કર્યા પછી અમે ડેન્માર્કના રાજકુમાર અને રાજકુમારીને આ માટે નિમંત્ર્યા. જૂનમાં દક્ષિણ અમેરિકાના એક બીજા મહેમાન—બ્રાઝિલના સેનાપતિ મારા પતિની મુલાકાતે આવ્યા અને એ જ વરસે નોર્વેના રાજકુમાર તથા રાજકુમારી પણ મહેમાન બન્યા. બીજા શાહી મહેમાનોનાં યુગલોની જેમ, તેમણે પણ અમેરિકા ખાતેના પોતાના દેશબંધુઓની વસાહતોની મુલાકાત લીધી હતી અને પાછળથી ટૂંક મુદત માટે અમને મળવા હાઇડપાર્ક આવ્યા હતા.

દરેક પ્રસંગે ભોજન સમારંભમાં તથા ટેકરી પર નવી બંધાયેલી

કૂકલિનની પથ્થરની કુટિરમાં મહેમાનોને મળવા માટે બીજા કેટલાક માણસોને પણ અમે નિમંત્રણ આપતાં. હાઈડપાર્કમાં અમારી નજીકમાં ઘણા નોર્વેજિયનો રહે છે, તેમણે નોર્વેના યુવરાજ અને યુવરાણી માટે મનોરંજનનો કાર્યક્રમ રજૂ કર્યો હતો. અમારા એક અત્યંત ખુશનુમા મેળાવડા તરીકે એ હમેશાં મને યાદ રહેશે. પાછળથી અમે પ્રિન્સેસ માર્થા અને પ્રિન્સ ઓલાફ તથા તેમનાં બાળકોના પરિચયમાં સારી રીતે આવવાનાં હતાં, કારણકે યુદ્ધનાં લાંબા વર્ષો દરમ્યાન પ્રિન્સ જો કે ક્યારેક જ અહીં આવતા, પણ તેમનાં પત્ની બાળકો સાથે આ દેશમાં જ રહેતાં હતાં.

યુરોપમાં શાહી કુટુંબના સભ્યો સહેલગાહ પર જતા ત્યારે ગુપ્ત રીતે પ્રવાસ કરી શકતા; પણ અમેરિકામાં પ્રધાનો માટે એમ કરવાનું શક્ય ન હતું; એ બાબત પરત્વે ડેન્માર્કના યુવરાજ સાથે મારે વિનોદભરી વાતચીત થઈ હતી એ મને યાદ આવે છે. તમે તમારી જાતને બીજા નામે ઓળખાવવા ઇચ્છતા હો તો, બીજી કોઇ વ્યક્તિ તમને ઓળખી કાઢવાની હિંમત કરે એ એક અપમાન છે અને વ્યક્તિગત જીવનની ગુપ્તતા પરના અસાધારણ આક્રમણ સમાન છે, એવી તેમની માન્યતા હોય એમ લાગતું હતું. અમારા દેશમાં સરકારી હોદ્દાઓ વારસામાં મળતા નથી એટલે કોઈને એકાએક સરકારી દરજ્જો મળે એથી તેમનામાં ફેરફાર થઈ જાય એમ લોકોને લાગતું નહિ અને પહેલાં તેઓ જે રીતે વર્તતા હોય એજ રીતે હોદ્દા પર આવ્યા પછી પણ વર્તશે એવી વકી લોકો રાખે છે. એ બધું રાજકુમારને સમજાવવું અશક્ય છે એવા નિર્ણય પર હું આવી.

મારા પતિ એવી મુલાકાતોને વધાવી લેતા અને હું માનું છું કે જેને જેને તેઓ સમજાવી શકે તેમ હોય તેને અહીં આવવા માટે ઉત્તેજન આપતા. યુરોપમાં ગંભીર બનાવો બનવાના છે એવી તેમને ખાતરી થઈ ગઈ હોવાથી, જેઓ લોકતંત્રને જાળવી રાખશે અને તેને ...રહેશે, તેમજ સંઘર્ષણ થાય ત્યારે ફાસીઝમ સામેનાં મિત્રરાજ્યો

તરીકે જેઓ સિદ્ધ થશે એવી ફ્રેંકલિનને આશા હતી, તેમની જ સાથે તેઓ સંપર્ક સ્થાપવા ઇચ્છતા.

એ જ વર્ષની વસંત ઋતુમાં ઇંગ્લંડના રાજારાણીએ કેનેડા સંસ્થાનની મુલાકાત લેવાનો નિર્ણય કર્યો, મારા પતિએ તેમને વૉશિંગ્ટન આવવાનું પણ આમંત્રણ આપ્યું. આમંત્રણ આપવાનું મુખ્ય કારણ એ હતું કે તેઓ માનતા હતા કે આપણે બધા થોડા વખતમાં જીવન–મરણના સંગ્રામમાં સંડોવાઈ જઇશું અને તેમાં ગ્રેટ બ્રિટન આપણી પહેલી રક્ષણ હરોળ બનશે. મારા પતિને એવી આશા હતી કે તેમની મુલાકાતથી બન્ને દેશના લોકો વચ્ચે મિત્રતાનું બંધન સર્જાશે. મારા પતિ જાણતા હતા કે, બ્રિટિશો સામે આ દેશમાં હંમેશાં અમુક પ્રમાણમાં ટીકા થતી હોવા છતાં, અને તેમના પ્રત્યે અમુક ઉપરછલ્લી વિરોધની લાગણી હોવા છતાં, ભયજનક સમયમાં કંઇક ઊંડી વસ્તુ સપાટી પર આવે છે અને એકબીજાના સમાન વારસામાં તથા સમાન વિચારોમાં વિશ્વાસ રાખીને બ્રિટિશો અને આપણે એકબીજા સાથે હાથ મેળવીને મક્કમતાથી ખડા રહીએ છીએ. મારા પતિને આશા હતી કે રાજા અને રાણીની મુલાકાત એક ઊંડા બંધનની યાદ તાજી કરાવશે. એ મુલાકાત કેટલીક બાબતોમાં અમારી ધારણા કરતાં પણ વધુ સફળ નીવડી.

તેમની મુલાકાત માટેની તૈયારી બહુ સંભાળથી કરવામાં આવી હતી, પરંતુ ફ્રૅંકલિન તો હંમેશાં એવી જ રીતે વર્તતા કે જાણે એ બહુ જ સરસ યુવાનવયના માણસ અમારી સાથે રહેવા આવવાના હતા. હું માનું છું કે પરદેશ ખાતાના તથા રાજારાણી સાથેના રસાલાના કેટલાંક માણસોને તેમણે કેટલીક વખત ચિંતાતુર બનાવી મૂક્યાં હતાં.

મેં ફ્રૅંકલિનને કહ્યું કે બ્રિટિશ પ્રણાલિકા અનુસાર મુખ્ય બટલર ઘડિયાળ રાખીને પોતાના હાથમાં ઘડિયાળ રાખીને પ્રમુખ અને રાજાને પીરસ્યા પછી બરાબર ૩૦ સેકંડે મને તથા રાણીને પીરસવા માટે બટલર મોકલવો જોઈએ. મેં ફ્રૅંકલિનને પૂછ્યું કે હંમેશાં પહેલાં પ્રમુખને જ પીરસવું જોઇએ એવા વ્હાઇટહાઉસના નિયમનું શું કરવું? ફ્રેંકલિને

મક્કમતાથી મારી સામે જોયું અને કહ્યું: "પ્રીલ્ડસને પોતાના હાથનાં ઘડિયાળ રાખવાની કંઈ જ જરૂર નથી. મને અને રાજાને એક સાથે જ પીરસવું અને એ પછી રાણીને તથા તમને પીરસવું."

એ પછી એક બીજો ગંભીર પ્રશ્ન ઉપસ્થિત થયો. કૈમુખની જમણી બાજુએ રાજા અને ડાબી બાજુએ રાણી તથા રાજાની જમણી બાજુએ હું. એવી રીતે બેસવાની ગોઠવણ કરવી કે અમારી હંમેશ મુજબની પદ્ધતિને અનુસરવું? આ પ્રશ્ન જરા મુશ્કેલ હતો, પરંતુ કૅલ્વિને છેવટે એવો નિર્ણય કર્યો કે આપણે અમેરિકાના સામાન્ય રિવાજને અનુસરવું—એટલે કે રાજા મારી જમણી બાજુએ બેસે અને રાણી કૅલ્વિનની ડાબી બાજુએ બેસે. આ નિર્ણય કરવાનું કારણ એ હતું કે રાજા અને રાણી સાથે વાતચીત કરવાનો અમને તો ઘણો સમય મળવાનો હતો એટલે બીજા લોકોને મળવાનો અને તેમની સાથે વાત કરવાનો રાજાને બહુ ઓછો સમય હતો એ જોતાં તેમને અમારી બેની વચ્ચે સપડાઈ રહેવાનું યોગ્ય ન હતું. કૅલ્વિને પાછળથી આ વસ્તુ રાજાને સમજાવી હતી અને તેમણે બહુ જ સુંદર રીતે આનંદપૂર્વક તે ગોઠવણ સ્વીકારી લીધી હતી.

નહિ. લૉરેન્સ ટીબેટે કેટલાંક ગીતો ગાયાં હતાં; કેટ સ્મિથે "પર્વત પર આવી રહેલા ચંદ્ર"નું ગીત ગાયું હતું અને રાજા પોતે એ સાંભળવા ઉત્સુક હતા. મેરિયન એન્ડરસને બીજાં કેટલાંક ગીતો ઉપરાંત કેટલાંક હબ્સી આધ્યાત્મિક ગીતો ગાવાનું સ્વીકાર્યું હતું. પરંતુ અમે દક્ષિણના કેટલાક નૃત્યકારો અને લોક ગીતો ગાનારાઓની પણ ગોઠવણ કરી હતી.

શાહી દંપતીને લઈને ટ્રેન વૉશિંગ્ટન આવી પહોંચી ત્યારે આતુરતા પરાકાષ્ઠાએ પહોંચી હતી.

વૉશિંગ્ટનમાં પહેલું ભોજન લીધા પછી રાજા અને મારા પતિ એક મોટરમાં અને રાણી તથા હું બીજી મોટરમાં વૉશિંગ્ટનમાં ફરવા નીકળ્યાં. અમારો માર્ગ પહેલેથી જાહેર થયેલો હતો, કે જેથી લોકોને શાહી દંપતી નિરખવાની તક મળી શકે. અલબત્ત, આના પરિણામે વાતચીત કરવાની અમને બહુ જ ઓછી તક મળતી હતી; લોકો જ્યાં માર્ગ પર હારબંધ ઊભા રહી શકે તેમ ન હતું તેવા વિસ્તારમાં મોટર આવે ત્યારે જ અમને વાતચીતની તક મળતી. એક સ્થળે રાણી એકાએક બોલી ઊઠયા: 'મેં અખબારમાં વાંચ્યું કે જાહેર બાંધકામ ખાતાના કામદારોની સભામાં હાજરી આપવા માટે તમારા પર પ્રહાર કરવામાં આવે છે. આ માટે કંઈ પણ ટીકા થાય એથી મને આશ્ચર્ય થાય છે, કારણ કે જે લોકોને ફરિયાદો હોય તેમને તે વ્યક્ત કરવા દેવાનુ બહેતર છે; અને જે વ્યકિતમાં તેઓ સહાનુભૂતિની ભાવના અનુભવી શકતા હોય અને તેમની ફરિયાદો સરકારના વડા સમક્ષ જે રજૂ કરવા માટે શકિતમાન હોય તેમને જો ફરિયાદો સંભળાવવામાં આવે તો એનું મહત્ત્વ ચોકકસ વધે છે."

રાણીના એ શબ્દો સાંભળીને મને તેમના પર બહુ હેત આવ્યુ.

અમે લીંકનનુ સ્મારક, સેંટ પોલ અને સેંટ પિટરનું દેવળ તથા બીજાં રસપ્રદ સ્થળોની મુલાકાત લીધી. રાજારાણીને પોષાક બદલવાનો સમય રહે એ રીતે અમે વ્હાઈટ હાઉસ પાછાં ફર્યાં અને પોણા પાંચે બ્રિટિશ એલચીખાનામાં ઉદ્યાન સમારંભમાં, હાજરી આપવા માટે તેઓ બાપ-

સ્કાઉટો અને ગર્લ–સ્કાઉટોની વચ્ચે થઈને, વ્હાઈટહાઉસમાંથી વિદાય થયાં.

ઉદ્યાન સમારંભ પૂરો થયા પછી રાજા અને રાણીએ કોઈ ચમત્કારિક રીતે તેમનો પોષાક બદલાવી લીધો અને ભોજન સમારંભનો સમય થયો ત્યારે તેઓ જરા પણ ઉતાવળમાં હોય એમ લાગ્યું નહિ. રાણીને જોઈને હું મુગ્ધ બની જતી, તેમના પોષાકમાં કદી કરચલી દેખાતી નહિ અને તેમનો એક પણ વાળ અવ્યવસ્થિત જણાતો નહિ. બધો વખત આવી રીતે સંપૂર્ણ સફાઇ જાળવી રાખવાનું કેવી રીતે બની શકતું હશે એ હું જાણતી નથી. તેઓ જેટલો વખત અમારી સાથે રહ્યા તે દરમ્યાન તેમના પ્રત્યેનો મારો આદરભાવ ક્ષણે ક્ષણે વધતો જતો હતો.

પોટોમેક માર્ગે પાછા ફરતાં રસ્તામાં અમે સિવિલિયન કન્ઝર્વેશન કોર્પ્સના કેમ્પની મુલાકાત લેવા માટે ફોર્ટહંટ ખાતે અટક્યાં.

સખત તડકામાં છોકરાઓ બે હારમાં ઊભા હતા રાજા કેમ્પના કમાન્ડન્ટની સાથે તેમના તરફ આગળ વધ્યા. એક મોટું બુલેટિન બોર્ડ મૂકવામાં આવ્યુ હતું જેમાં દેશભરના જુદા જુદા કેમ્પોનાં ચિત્રો હતાં અને છોકરાઓ જે જુદા જુદા પ્રકારનું કામ કરે છે તે પણ તેમાં બતાવવામાં આવ્યું હતું, પરંતુ રાજા એ બોર્ડ જોવા માટે તે વખતે અટક્યા ન હતા.

લાંબી હાર પાસેથી અમે પસાર થતાં હતાં ત્યારે રાજા એકી નંબરના દરેક છોકરા પાસે અટકતા અને તેમને સવાલો પૂછતા, જ્યારે રાણી બેકી નંબરના છોકરાઓ સાથે વાત કરતાં હતાં. હું અવશ્ય રાણી સાથે ચાલતી હતી. પહેલી હરોળ પૂરી થયા પછી કમાન્ડન્ટ બીજી હરોળ પર જવા માટે તૈયાર ન હતા પરંતુ રાજા પોતાની મેળે જ ફરીને બીજી હાર પાસેથી ચાલવા લાગ્યા. રાજા ખરેખર રસપ્રદ સવાલો પૂછતા હતા, જેમકે તેમને પોતાના ખોરાક બાબતમાં સંતોષ હતો કે નહિ, તેઓ શુ શીખતા હતા અને રોજગાર મેળવવામાં આ તાલીમ મદદરૂપ થશે એમ તેઓ માનતા હતા કે કેમ તથા તેમને કેટલી કમાણી થતી હતી.

જ્યારે અમે છોકરાઓની બીજી હરોળ પાસે પહોંચ્યા ત્યારે

કમાન્ડન્ટે કહ્યું : 'નામદાર, ગરમી બહુ પડે છે છતાં છોકરાઓએ જો કે તમારા નિરીક્ષણ માટે તેમની બરાકો અને ભોજનગૃહ તૈયાર કર્યાં છે, તો પણ તમે આવા તડકામાં મેદાન ઓળંગવાનું ડહાપણભર્યું નહિ ગણો. પછી જેવી આપની મરજી.'

રાજાએ જવાબ આપ્યો, "જો તેઓ મારા નિરીક્ષણની વકી રાખતા હોય તો અલબત્ત મારે ત્યાં આવવું જ જોઈએ." આવી ઉમદા કર્તવ્ય પરાયણતા સી. સી. સી.ના કેમ્પો અને બીજી યોજનાઓના નિરીક્ષણ દરમ્યાન મારી સાથે આવેલા આપણા પોતાના અધિકારીઓમાં હું ઘણી વખત જોતી નહિ.

રાણી અને હું સખ્ત તડકામાં રાજાની પાછળ પાછળ ચાલ્યાં અને અત્યંત સંપૂર્ણ કહી શકાય તેવું નિરીક્ષણ મેં નિહાળ્યું. જે અભરાઈઓ પર ચીજવસ્તુઓ રાખવામાં આવતી હતી તે પણ તેમણે જોઈ અને છોકરાઓ પોતાનાં સાધનો પોતે જ બનાવે છે એમ જ્યારે તેમને કહેવામાં આવ્યું ત્યારે તેમનાં ટેબલ કેવી રીતે બનાવવામાં આવ્યાં હતાં તે તપાસવા માટે તેમણે ટેબલો ઊંધાં કરાવ્યાં; સગડીઓ પરના વાસણોમાં પણ તેમણે જોયું અને ખોરાકની વાનીઓની યાદી પણ તપાસી; તેઓ વિદાય થયા ત્યારે ઝીણામાં ઝીણી વિગતથી પણ વાકેફગાર થઈ ચૂક્યા હતા. સુવાની બરાકોમાં રાજાએ ગાદલા પર હાથ ફેરવી જોયો અને છોકરાઓના બૂટ તથા વસ્ત્રો પણ સંભાળથી તપાસ્યાં.

દિવસ દરમ્યાન રાણીને એમ કહેવાની મને તક મળી ગઈ કે આઠ વર્ષની નાનકડી ડીયાના જેના પિતાને તેઓ મળ્યા હતા તે બહુ જ ઉત્તેજિત બની ગઈ હતી, કારણ કે પરીઓની રાણી સિવાય બીજી કોઈ રાણીની વાત તેણે સાભળી ન હતી અને તે એમ જ માની બેઠી હતી કે આ રાણી પરીઓની રાણી જ હોવાં જોઈએ. રાણીએ તરત જ એવી સૂચના કરી કે ભોજન માટે તેઓ જાય ત્યારે ડીયાનાને હોલમાં હાજર રાખવી. રાણીએ શ્વેત પોષાક અને રત્નજડિત તાજ પહેર્યો હતો અને ડીયાના માત્ર રાણીને જ નિરખી રહી. રાણી પરીઓની રાણી જેવાં જ

લાગતા હતા અને આ ભ્રમણા એટલી બધી સંપૂર્ણ હતી કે ડીયાનાએ રાણીને નમન કર્યું અને રાજા તરફ બિલકુલ દુર્લક્ષ કર્યું બન્નેએ તેને થોડાક માયાળુ શબ્દો કહ્યા અને પછી લીફ્ટમા નીચે ઊતર્યાં થોડી મિનિટ પછી મે હેરી હોપકિન્સને તેમની પુત્રી સોંપી ત્યારે તેની આંખો હજુ પણ આશ્ચર્યથી ચમકી રહી હતી. હું એવી આશા રાખુ છુ કે પરીઓની સાચી રાણી દેખાવમા કેવી હોય છે એ કદી પણ તે ભૂલી શકશે નહિ

ગજા અને રાણી વિદાય થયા પછી અમે હાઈડ પાર્કની ટ્રેન પકડી ત્યા રાજારાણી અમારી સાથે જે ચોવીશ કલાક રહેવાના હતા તેની તૈયારી કરવા માટે અમારી પાસે એક દિવસ હતો જે લોકો મારા પતિને ગમતા તેમને પોતાને ઘેર લઈ જવાનો મારા પતિને ખાસ શોખ હતો હુ માનુ છુ કે એક વખત એ લોકો હાઈડ પાર્ક આવી જાય એ પછી પોતે તેમને વધુ સારી રીતે જાણી શકે છે એમ તેમને લાગતુ હતુ. રાજા અને રાણી આવી પહોચ્યા ત્યારે દરવાજા પર મે તેમનો સત્કાર કર્યો અને તેમના ઓરડામા તેમને લઈ ગઈ થોડી વારમા તેમણે કપડા બદલી લીધા અને નીચે લાયબ્રેરીમા આવ્યા રાજા જ્યારે મારા પતિ તરફ અને કોકટેલ (મિશ્ર શરાબ)ના ટેબલ પાસે આવ્યા ત્યારે મારા પતિએ તેમની સામે જોયુ અને બોલ્યા "મારી માતાને કોકટેલ નાપસદ છે અને તે માને છે કે તમારે ચાનો કપ લેવો જોઈએ" રાજાએ જવાબ આપ્યો "મારી માતા પણ હું કોકટેલ લઉં તે પસદ કરતા નથી" આમ કહીને તેમણે કોકટેલનો ગ્લાસ હાથમા લીધો

સાજ જોતજોતામા પસાર થઈ ગઈ અને કેનેડાના વડા પ્રધાન મૅકેન્ઝી કિંગ, રાજા તથા ફ્રેંકલિનને વાત કરતા છોડીને અમે અમારા ઓરડામા આરામ લેવા ગયા તેઓ ઉપર આવ્યા ત્યારે રાત એટલી વીતી ગઈ હતી કે મને ખેદ થયો, પરંતુ બીજે દિવસે સવારે મૅકેન્ઝી કિંગે મારા પતિને કહ્યુ કે "રાજાએ મારા બારણા પર ટકોરા મારીને તેમના ઓરડામાં જવા તથા તેમની સાથે વાત કરવા માટે મને કહ્યુ રાજા વધુમા પણ બોલ્યા હતા કે "આજ રાત્રે પ્રમુખે જે રીતે મારી સાથે

વાત કરી તેવી રીતે મારા પ્રધાનો કેમ વાત કરતા નથી? એક પિતા જાણે બહુ જ સંભાળપૂર્વક ડહાપણભરી સલાહ મને આપતા હોય એવું જ મને લાગ્યું હતું.

મુલાકાત પૂરી થયા પછી રાજારાણીએ બધાની વિદાય લીધી અને ટ્રેન તરફ જતાં પહેલાં એકાએક રાણી મારી પાસે પાછાં આવ્યાં અને કહ્યું; "રાજાની મોટર હંકારનાર માણસ ક્યાં છે? હું તેનો આભાર માનવા ઇચ્છું છું." મેં મારા પતિના શોફર મોન્ટી સ્નાઇડરને બોલાવ્યો અને રાણીએ કાળજીથી મોટર હંકારવા માટે તેનો આભાર માન્યો.

ટ્રેન ચાલવા લાગી ત્યારે શાહી દંપતી તેના પાછળના પ્લેટફોર્મ પર ઊભાં હતાં ત્યારે હડસન નદીના કિનારા પર તથા ટેકરીઓ પર દરેક સ્થળે એકઠા થયેલા લોકો એકાએક વિદાયનું ગીત ગાવા લાગ્યા. એ દૃશ્યમાં ન માની શકાય તેવું કંઇક અદ્ભુત દિલ હલાવી દેનારૂં તત્ત્વ હતું—સાંજના પ્રકાશમાં રંગાયેલી નદી, પુરાણું ગીત ગાઇ રહેલાં અસંખ્ય માણસો અને વિદાયસૂચક રૂમાલ ફરકાવી રહેલા યુવાન દંપતીને લઇને ધીમેધીમે સરી જતી ગાડી. એ દૃશ્ય જોઇને તેમનાં પર ઝઝૂમી રહેલાં વાદળો અને તેમને જે ચિંતાઓનો સામનો કરવાનો હતો તેનો વિચાર આવતાં અમે ભારે હૈયે એ દૃશ્ય છોડીને પાછા ફર્યાં.

આ અસ્થિર સમયની એક અગ્રગણ્ય યુવક સંસ્થા અમેરિકન યુવક કોંગ્રેસ હતી. આખા દેશમાં તે ફેલાયેલી હતી અને દક્ષિણની યુવક કાઉન્સીલ તથા હબ્સી યુવક કોંગ્રેસ જેવી બીજી યુવાન લોકોની સંસ્થાઓ સાથે તે ગાઢ સહકારમાં કામ કરતી હતી.

વોશિંગ્ટન ખાતેની તેમની એક બેઠક દરમ્યાન એ સંસ્થાના નેતાઓ મને મળવા આવ્યા અને પોતે શું શું કરવાની કોશિશ કરી રહ્યા છે તે મને જણાવ્યુ. ધીમે ધીમે હું પણ તેમની સાથે કામ કરવા લાગી, કારણ કે યુવાન વર્ગનું શું થઈ રહ્યું છે અને તેઓ શું વિચારે છે તે શોધી કાઢવાનો એ બહુ સારો માર્ગ મને લાગ્યો. તેમણે પોતાને માટે જાતજાતનાં કામો કરવાનુ મને કહ્યું અને ઘણા પ્રશ્નો બાબત મારી

સલાહ માગી. તેમની સભાઓ માટે વક્તાઓ મેળવવાના પ્રયાસો હું કરતી. સભાઓમાં હું પોતે પણ જતી અને તેમને કંઈક ગેકડ રકમ પણ આપતી.

કેટલાક વખત પછી તેમનામાંથી કેટલાકને હું સારી રીતે ઓળખતી થઈ ગઈ. બધા યુવાન લોકો મને ગમે છે અને અમેરિકન યુવક કોંગ્રેસમાં આદર્શવાદી અને સખત મહેનત કરનારું જૂથ હતું. શરૂઆતથી જ તેઓ કમ્યુનિસ્ટ પ્રેરણા નીચે કામ કરતા હતા કે કેમ એ હું કદી જાણી શકી નથી. કેટલોક વખત મેં તેમની સાથે કામ કર્યું એ પછી આક્ષેપો થવા લાગ્યા અને કેટલાક આગેવાનો વ્હાઇટ હાઉસના મારા દિવાનખાનામાં મને મળવા આવ્યાં. મેં તેમને કહ્યું કે "હું તમને સક્રિય મદદ કરું છું, એટલે તમારું રાજદ્વારી વલણ કેવું છે તે મારે બરાબર જાણવું જોઈએ."

મેં એ જૂથના યુવક યુવતીઓને કહ્યું કે, "તમારામાંથી જો કોઈ કમ્યુનિસ્ટ હશે તો પણ હું તે સારી રીતે સમજી શકીશ, કારણ કે મને લાગે છે કે તમે એવા મુશ્કેલીના સમયમાં ઉછર્યા છો કે વધુ સારી પરિસ્થિતિનું વચન આપે તેવા કોઈ પણ વિચારો તરફ આકર્ષાઈ જાઓ એ સમજાય તેવુ છે. પરંતુ મને લાગે છે કે સત્ય શું છે એ જાણવું જરૂરી છે. જો આપણે સાથે કામ કરવાનું હોય તો કઈ કઈ બાબતોમાં આપણે સંમત થઈએ છીએ અને કઈ બાબતોમાં જુદા પડીએ છીએ તે મારે જાણવું જોઈએ. મેં દરેકને વારાફરતી પૂછ્યુ કે તમે શું માનો છો તે સાચી નિષ્ઠાથી મને જણાવો. તેમાંથી દરેકે જવાબ આપ્યો કે, અમારે કમ્યુનિસ્ટો સાથે કંઈક સંબંધ નથી, અમે કદી પણ કોઈ કમ્યુનિસ્ટ સંસ્થા સાથે સંકળાયા નથી અને કમ્યુનિસ્ટ ખ્યાલોમાં અમને રસ નથી. મેં તેમની વાત સાચી માનવાનો નિર્ણય કર્યો. કારણકે વહેલુમોડુ સત્ય બહાર આવશે જ એ હું જાણતી હતી.

અમેરિકન યુવક કોંગ્રેસ કમ્યુનિસ્ટ વર્ચસ્વના નીચે આવતી જતી હતી એવી મને સારી રીતે ખાતરી થયા પછી ફ્રેંકલિનનો તેની ાથે પહેલો સંપર્ક થયો. એ લોકોનાં ભાષણો અને પગલાં વધુ ને વધુ

પ્રમાણમાં કમ્યુનિસ્ટ પક્ષની નીતિને અનુરૂપ થતાં જતાં હતાં અને કેટલાક નાના પ્રસંગોથી મને વહેમ પડ્યો હતો. અલબત્ત, સામાન્ય રીતે વ્યક્તિઓ માટે અથવા ચોક્કસ જૂથો માટે પણ ફ્રૅંકલિન પાસે ભાગ્યે જ ફાજલ સમય રહેતો. પરંતુ અવારનવાર મારી વિનંતિથી ચોક્કસ વિષયની ચર્ચા માટે ફ્રૅંકલિન તેમનામાંથી કેટલાકને મળતા. ૧૯૪૦ના ફેબ્રુઆરીની ૧૦ મી તારીખે અમેરિકન યુવક કોંગ્રેસે વૉશિંગ્ટનમાં કૂચ અને સભાની યોજના કરી અને મને લાગ્યું કે ફ્રૅંકલિન તેમને બે શબ્દ કહે એ ઇચ્છનીય છે. વ્હાઇટ હાઉસના દક્ષિણ તરફના પોર્ટિકોમાંથી ફ્રૅંકલિન તેમને ઉદ્‌બોધન કરે એવી ગોઠવણ કરવામાં આવી. તે દિવસે વરસાદ પડ્યો અને દાક્ષણના મેદાનમાં વરસાદથી ભીંજાઈને અગવડ ભરી હાલતમાં ઊભા રહેલા એ લોકો, મને લાગે છે કે, પોતાની પીઠ થાબડવામાં આવશે એવી વકી રાખતા હતા. તેને બદલે ફ્રૅંકલિને તેમને કેટલાંક સત્યો કહી સંભળાવ્યાં, જે અણગમતાં લાગે તેવાં હોવા છતાં, એ લોકો તે સાંભળે એ ફ્રૅંકલિનને ડહાપણ ભર્યું લાગ્યું, કારણ કે બીજા માણસોને, તેમના પ્રત્યે સહાનુભૂતિ ધરાવતા માણસોને પણ તેમની પ્રવૃત્તિથી કેવું લાગતું હતું તેનો ખ્યાલ આ રીતે જ તેમને આવી શકે તેમ હતો. માયાળુ અને સમજણ ભર્યા બનવાનો ફ્રૅંકલિનનો ઇરાદો સ્પષ્ટ હતો, પરંતુ તેમની જવાબદારીઓ અને જીવન પ્રત્યેના વલણ વિષે કેટલીક કડવી વાતો કહેવાનું તેમને જરૂરી લાગ્યું.

પરંતુ ગમે તેટલા સારા ઇરાદાવાળી ચેતવણીઓ સાંભળવા જેવા મિજાજમાં એ યુવક યુવતીઓ ન હતાં અને તેમણે પ્રમુખનો હુરિયો બોલાવ્યો. એ પ્રસંગે એ યુવક યુવતીઓને કેવું લાગ્યું હશે એ તો કે હું સમજી શકતી હતી, છતાં પણ તેમની ખરાબ રીતભાત અને અમેરિકાના પ્રમુખના હોદ્દા પ્રત્યે તેમની માનવૃત્તિનો અભાવ જોઈને મને ગુસ્સો ચડયો. મારા પતિએ શાંતિ જાળવી રાખી. તેમણે મારા તરફ મીઠાશથી હસીને કહ્યું : "આપણા નાનકડાઓ ક્યારે કેવી રીતે વર્તશે તેની આગાહી કરવી મુશ્કેલ છે, ખરું કે નહિ ?"

બળવો જાગે છે, પરંતુ લાંબો વખત વીત્યા પછી જ એક પછી એક ખરેખરી વસ્તુઓ બનવા લાગી. અમારે એક વધુ ચૂંટણીમાંથી પસાર થવાનું હતું અને કબજે થયેલા દેશોમાંથી આવેલા સંખ્યાબંધ નિરાશ્રિતો સ્વીકારવાની શરૂઆત કરવાની હતી; અમારે બધાને વ્યક્તિગત રીતે બીજા દેશોમાંની યુદ્ધની વાસ્તવિકતાઓથી ટેવાઇ જવાનું હતું અને ધીમે ધીમે અમારા પોતાના સંકટ માટે તૈયાર થવાનું હતું.

વ્હાઇટ હાઉસમાં અમારા માટે તેમજ બ્રિટનના લોકો માટે ડંકર્ક પ્રકરણ દરમ્યાન ખેદજનક અને ચિંતાભર્યો સમય હતો. જ્યારે આખી વાત બહાર આવી ત્યારે એ ટાપુ પરના તમામ લોકોની વીરતા માટે અને જે રીતે શાહી વિમાની દળે પોતાના દેશનું રક્ષણ કર્યું એ માટે અમેરિકામાં સૌ કોઇએ પ્રશંસાનાં પુષ્પ વરસાવ્યાં.

× × × ×

પ્રમુખપદ માટેની ત્રીજી વારની ઉમેદવારીના પ્રશ્ન વિષે એટલું બધું કહેવાયું છે કે હું માત્ર મારા પર પડેલી છાપ વિષે જ લખી શકું. ફ્રેંકલિનને તેમના રાજકીય ઇરાદા વિષે હું કદી પૂછતી નહિ. તેઓ વોશિંગ્ટન આવે એમ મેં કદી પણ ઇચ્છયું ન હતુ; એ જોતાં, આ વિષય પરત્વેના તેમના નિર્ણય સબંધમાં મારી જગ સરખી પસંદગી જણાઇ ન જાય એ માટે હું બમણી કાળજી રાખતી હતી.

ફરીથી પ્રમુખપદ માટે બહાર પડવાની તેમની ઇચ્છા ન હતી એમ માનવાના દરેક પુરાવા મારી પાસે હતા. પરંતુ સમય વીતતો ગયો તેમ તેમ વધુ ને વધુ માણસો આવીને મને કહેવા લાગ્યાં કે તેમણે પ્રમુખપદ માટે બહાર પડવું જ જોઈએ. યુદ્ધનો ભય ક્ષિતિજ પર દેખાઈ રહ્યો છે અને પ્રમુખ તરીકે ચુંટાનાર બીજી કોઈ પણ વ્યક્તિમાં કટોકટીમાંથી પાર ઊતરવા જેટલી પ્રતિષ્ઠા અને જ્ઞાન નથી.

ફ્રેંકલિનનુ સ્થાન લેવા માટે કોઈને તૈયાર કરવામા આવતા હોય મેં જોયું નહિ અને આ વિષે મને ભારે ચિંતા થયા કરતી હતી. વખત મેં તેમને પૂછયું હતું કે "કોઈને તૈયાર કરવા માટે તમારે

ચોક્કસ પ્રયાસ કરવો જોઈએ એમ તમને નથી લાગતું?" ફ્રેંકલિન હંમેશાં આ વાત સાંભળીને હસતા અને કહેતા : "લોકોએ પોતાની જાતે તૈયાર થવું જોઈએ એમ હું માનું છું; હું તો માત્ર તેમને તક આપી શકું અને તેનું શું પરિણામ આવે છે તે જોઈ શકું."

- હું એમ નથી કહેવા માગતી કે પોતાના અનુગામી માટે ફ્રેંકલિન ગંભીરતાપૂર્વક વિચાર કરતા જ ન હતા, કારણ કે એ વાતમાં તો તેઓ સંપૂર્ણ રીતે સંમત થતા હતા કે પ્રમુખના હોદ્દા પર આવવાની અભિલાષા રાખવાનો દરેકને અધિકાર છે.

ડેમોક્રેટિક પક્ષનુ સંમેલન શરૂ થયું તે પહેલાં સાફ જણાતું હતું કે ફ્રેંકલિન પર ઉમેદવાર તરીકે પસંદગી ઊતરશે. અને તેઓ પ્રમુખપદ માટે બહાર પડશે. હું માનું છું કે તેમનું નામ પસંદ કરવામાં આવે તો તેમણે ઇન્કાર ન કરવો એમ તેમને સમજાવવામાં આવ્યા હતા. હું માનુ છું કે પોતાનું નામ પસંદ કરવામાં આવે એમ તેઓ ખરેખર ઇચ્છતા ન હતા. તેમનુ નામ પસંદ થયુ ન હોત તો પણ તેમને સંપૂર્ણ સંતોષ થયો હોત અને બહુ જ આનંદથી જીવન ગુજાર્યું હોત; આમ છતાં તમે જ્યારે દુનિયાના પ્રશ્નોના કેન્દ્ર તરીકે હો, ત્યારે એમાં કંઈક એવુ આકર્ષણ જણાય છે કે બીજી કોઈ પણ રીતે તમે કેવી રીતે જીવી શકો એની કલ્પના તમને ભાગ્યે જ આવે છે. હું માનું છું કે તેમના મનમા ભારે મંથન ચાલી રહ્યું હતું. એક બાજુએ થાક લાગવાની શરૂઆત થઈ હતી અને ઘેર રહીને પોતાની રુચિ પ્રમાણે જીવન વીતાવવાની ઇચ્છા હતી. બીજી બાજુએ જીવનભરની તૈયારી અને કાર્યની પરાકાષ્ઠા જેવો જબ્બર રસ હતો અને એ કરોડોના સમય દરમ્યાન દુનિયાના પ્રશ્નો જોવાની અને તેમાં ફાળો આપવાની ઇચ્છા હતી.

ન્યુ ફાઉન્ડલેન્ડ અને વેસ્ટ ઇંડીઝ ખાતેના નૌકામથકો અને વિમાની મથકોના બદલામા ગ્રેટ બ્રિટન ખાતે આપણી પચાસ વિનાશિકાઓ (ડિસ્ટ્રૉયરો) મોકલવાનુ ફ્રેંકલિને જાહેર કર્યું; બે અઠવાડિયાં

પછી ૧૬ મી સપ્ટેમ્બરે સિલેક્ટિવ સર્વિસ એક્ટ પર તેમણે સહી કરી ત્યારે મને લાગવા માંડ્યુ કે યુદ્ધ તદ્દન નજીક છે અંગત રીતે તો તે નજીક આવી ગયુ હતુ કારણ કે ઇલિયટ સૈનામા જોડાયો હતો તેણે અમુક વિમાની તાલીમ લીધી હતી અને વિમાની દળમા દાખલ થવાની આશા રાખતો હતો તેની આખો નબળી હતી અને વિજ્યીની અદાથી તેણે મને કહ્યુ કે "નવા પ્રકારના ચશ્મા મે મેળવ્યા છે એટલે હુ વિમાનને ઊંચે લઈ જઈ શકુ છુ અને નીચે લાવી શકુ છુ. મુ'કી પાઇલટનુ લાયસસ પણ મે મેળવ્યુ છે"

થોડા વખત પછી તે કેપ્ટન નીમાયો અને તેને રાઈટ ફિલ્ડ ખાતે મોકલવામા આવ્યો તેને કેપ્ટન બનાવવામા આવ્યો એટલે ૧૯૪૦ ની ચૂટણી ઝુમેશમા તેના પર અનિવાર્ય રીતે પ્રહાર કરવામા આવ્યા ફ્રેંકલિનને હરાવવાની આશાથી વિરોધ પક્ષે જે કટલાક પ્રશ્નોનો ઉપયોગ કર્યો હતો તેમાનો એક આ પણ હતો ઇલિયટના પિતાએ ત્રીજીવાર પ્રમુખપદ માટે બહાર પડવાનો નિર્ણય કર્યો એટલા ખાતર ઇલિયટને સહન કરવુ પડે એ મને બિનકુન ગેરવાજબી લાગતુ હતુ પરતુ રાજકીય વ્યૂહરચનામા વાજબી–ગેરવાજબીનો પ્રશ્ન આવતો જ નથી ફ્રેંકલિન અને હુ લાબા વખતથી આવા અગત પ્રહારો સ્વીકારી લેવાનુ શીખી ગયા હતા, પરતુ ઇલિયટનુ દિલ બહુ ખારુ થઈ ગયુ હતુ, કારણકે બરાબર આવી જ રીતે એ જ દરજ્જા પર તેણે બીજા માણસોને નીમાતા જોયા હતા અને તેમાથી કેટલાની પાછળ તો તેના કરતા ઓછી પશ્ચાદ્ભૂમિ હતી અને તેના કરતા લાયકાતો પણ ઓછી હતી

તેને ખાતર અને મારા બીજા બાળકો ખાતર, આવા પ્રકારના હુમલાઓથી હુ બહુ નાખુશ થતી પરતુ હુ મારા મનમા એવી ગાઠ વાળ્યા કરતી હતી કે જો આવી વસ્તુઓને સહી લેતા આપણે શીખી લઈએ તો આપણે એથી ઊલટા વધુ મજબૂત બનીએ છીએ વળી મારા પરના અગત હુમલાઓમાથી પણ હુ રમૂજ માણી શકતી હતી. ખાસ કરીને "અમારે ઇલિનોરની પણ જરૂર નથી" એમ જાહેર કરતા ચૂટણી

હુમેશનાં જે મોટાં મોટાં બરનીં ફ્રેટલીફ ઓઓઓ રાખતી હતી એ જોઈને મને બહુ જ મજા પડતી.

રાબેતા પ્રમાણે; ચૂંટણીનો દિવસ અમે લાઇડ પાર્કમાં પસાર કર્યો. ફ્રેંકલિનને હમેશાં સફળતા માટે ખાત્રી રહેતી, જો કે મતોની ગણત્રી થયા વિના ચોક્કસ રીતે કહી શકાય નહિ એમ તેઓ કહેતા. જો કે આ વખતની ચૂંટણીમાં વિજય મેળવવા માટે તેમને ઓછામાં ઓછી ખાતરી હતી, કારણ કે એક તો શ્રી વિલ્કી પ્રબળ ઉમેદવાર હતા અને એ ઉપરાત પોતે એમ માનતા હતા કે ત્રીજી વખતની ઉમેદવારીનો પ્રશ્ન વધુ મુસ્કેલી ભર્યો બનશે. દર વખતની જેમ આ વખતે પણ તેમને વિજય મળે એમ હું ઇચ્છતી હતી; કારણ કે તેમની પણ એવી જ ઇચ્છા હતી અને જો તેમનો પરાજય થયો હોત તો તેમના માટે મને દુઃખ થાત. આમ છતાં એટલું તો હું કાયમ જાણતી જ હતી કે જો તેમની હાર થઈ હોત તો પણ, તેમણે સંપૂર્ણ રીતે સારું અને પ્રવૃત્તિમય જીવન જીવવાનું ચાલુ રાખ્યું હોત, કારણ કે મેં આગળ કહ્યું છે તે પ્રમાણે તેઓ તત્ત્વજ્ઞાની વૃત્તિ ધરાવનાર પુરુષ હતા અને જે કંઈ બને તેનો સ્વીકાર કરી લેતા તથા તેમાથી શક્ય તેટલો લાભ ઊઠાવવાની કોશિશ કરતા.

૧૯૪૧ના શરૂઆતના મહિનાઓ રાબેતા પ્રમાણે પસાર થયા હોય એમ લાગે છે.

ઑગસ્ટની શરૂઆતમા મારા પતિએ ક્રેટલીક સેદી મંત્રણાઓ પછી મને જણાવ્યુ કે કેપ કોડ નહેરમાં થઈને તેઓ નાનકડી સફર કરવાના છે અને માછલીઓ પકડવાના છે. એ પછી તેઓ હસ્યા એટલે હુ જાણી શકી કે તેઓ જે કંઈ કરવાના છે એ વિષે મને બધી વાત કરી નથી.

તેઓ જ્યારે સ્વેચ્છાથી માહિતી ન આપે ત્યારે એ વિષે સવાલો ન પૂછવાની મેં ટેવ પાડી હતી, અને યુદ્ધ જેમ જેમ આગળ વધતું ગયુ તેમ તેમ આ વસ્તુ મારા મનમાં ઘર કરી બેઠી હતી. હું એ

વાતથી વાકેફ હતી કે મારે ઘણા માણસોને મળવાનું થતું હોવાથી, અજાણ્યા ન કહેવા જેવું કંઈ મારાથી બોલાઈ જાય એ શક્ય હતું, એટલે મને કોઈ પણ જાતની ગુપ્ત વાત ન કહેવાની મેં મારા પતિને વિનંતિ કરી હતી વળી વખત તો કંઈક અગત્યનું બની રહ્યું છે એ વસ્તુથી અજાણ રહેવાનું અશક્ય હતું, પરંતુ એ શું છે તે જાણવાનો મેં કદી પ્રયાન કર્યો ન હતો, એટલે મારી માહિતી લગભગ અસ્પષ્ટ રહેતી

કેપ કોડની સફરના શરૂઆતના કેટલાક દિવસો દરમ્યાન ફ્રેંકલિને પોતાના અમુક મિત્રોને નિમંત્ર્યા હતા અને એ સફરને અખબારોમાં સારી રીતે ઝમકાવવામાં આવી હતી નહેરના કિનારા પરથી લોકોના ટોળાંએ તેમને જોયા હતા પણ એ પછી તેઓ કોઈના જોવામાં આવ્યા ન હતા પ્રમુખની નૌકામાંથી તેઓ કેવી રીતે અમેરિકન જહાજ "ઓગસ્ટા" માં ચડ્યા અને આર્જેન્ટિયા બંદર ગયા તથા વડા પ્રધાન ચર્ચિલને મળ્યા એ આખી વાત પાછળથી તેઓ બહુ રસથી સમજાવતા

આ મુલાકાતની કહાણી ઘણી વખત કહેવામાં આવી છે અને ફ્રેંકલિન જુનિયર તથા ઈલિયટ તેમાં હાજર હોવાથી મારા કરતાં તેઓ તેનું વર્ણન વધારે સારી રીતે કરી શકે તેમ છે

ઇલિયટ તે વખતે એ જ વિસ્તારમાં હોવાથી તેના પિતા અને વડા પ્રધાન ચર્ચિલ આટલાન્ટિક ચાર્ટરની ચર્ચા માટે મળ્યા ત્યારે ઇલિયટને ઓગસ્ટામાં આર્જેન્ટિયા જવાનો હુકમ કરવામાં આવ્યો ચાલુ કામમાંથી મુક્ત કરીને પોતાને શા માટે આર્જેન્ટિયા મોકલવામાં આવે છે તેનો ઇલિયટને ખ્યાલ ન હતો અને તેણે જ્યારે બંદરમાં બધા જહાજો પડેલા જોયા ત્યારે તેને અત્યંત આશ્ચર્ય થયું હતું

એ જ આશ્ચર્ય ફ્રેંકલિન જુનિયર માટે પણ રાહ જોઈ રહ્યું હતું તે અનામત નૌકાદળમાં હોવાથી અમેરિકા યુદ્ધમાં જોડાયું તે પહેલાં જ તેને નૌકાદળમાંથી તેડું આવ્યું હતું તે ઇંગ્લંડ જતા વેપારી જહાજોના રક્ષણ માટે જતી ડિસ્ટ્રોયર પર અમલદાર હતો અને એ કામ ઘણું જ હતું પાછલા શિયાળામાં તથા વસંતની શરૂઆતમાં ઉત્તર

આટલાંટિકમાં સખ્ત ઠંડી પડે છે એટલે કુટુંબનાં બધાં માણસો પાસેથી તે ગરમ કપડાં મંગાવતો હતો અને જાણે બરફની પેટીમાં બેઠો ન હોય એ રીતે પોર્ટલેન્ડ (મેઈની) ખાતે આવવાની વાતો લખતો. પરંતુ તેની આ ડ્યુટીના કારણે તેના જહાજને પ્રમુખ તથા વડા પ્રધાનનું રક્ષણ કરવાનું સદ્‌ભાગ્ય મળ્યું. આર્જેન્ટિયામાં આવ્યા પછી તેને અમુક જહાજ પર સેનાપતિ સમક્ષ હાજર થવાનું કહેણ મળ્યું. તેને એથી સારી પેઠે મૂંઝવણ થઇ અને વિચાર થવા લાગ્યો કે "મારો શો ગુનો થયો હશે?" સેનાપતિ એટલે એડમિરલ કિંગ નહિ એવો ખ્યાલ તો તેના મનમાં આવ્યો જ નહિ. એટલે જહાજ પર ચડયા પછી જ્યારે તેના પિતાને તેણે જોયા ત્યારે તેને અત્યંત સુખદ આશ્ચર્ય થયું અને તેના મનને ભારે નિરાંત થઇ.

× × ×

ફ્રેંકલિન પાછા ફર્યા પછી તેઓ એ વાતથી ખુશ થયેલા જણાતા હતા કે આટલાંટિક ચાર્ટર વિષે સમજૂતી થઈ હતી અને તેમને તથા શ્રી. ચર્ચિલને એક બીજાને જાણવાની અને એકબીજાને ગમવાની તક મળી હતી. તેઓ શ્રી. ચર્ચિલને આ પહેલાં પણ મળ્યા હતા પરંતુ તેમનો ખરો પરિચય સાધ્યો ન હતો. મારા પતિને લાગ્યું કે આ મુલાકાતથી તેમની વચ્ચેનો સંકોચ દૂર થયો છે. તેઓ કહેતા કે શ્રી. ચર્ચિલને હું જોન બુલના લાક્ષણિક નમૂના જેવા માનતો હતો; પરંતુ હવે હું જાણી શક્યો છું કે તેમની સાથે હું ખરેખર કામ કરી શકીશ.

આર્જેન્ટિયાથી પાછા આવ્યા બાદ, ફ્રેંકલિનનું કામ વધતું ગયું; પરંતુ સદ્‌ભાગ્યે તેમણે સપ્ટેમ્બરની ૪ થી તારીખે હાઇડ પાર્ક જવાનો નિર્ણય કર્યો, કારણકે તેમની માતાની તબિયત કેમ્પોબેલોથી પાછા ફર્યા પછી જો કે સુધરવા લાગી હતી અને થોડી શરદી સિવાય જો કે તેઓ તદ્દન સાજા થઈ ગયેલાં લાગતાં હતાં; છતાં હવે તેમની તબિયતમાં એકાએક ઉથલો આવ્યો હતો: સપ્ટેમ્બરની ૭ મી તારીખે તેમનું મરણ થયું. મારા

પતિના દુ:ખનો પાર ન્હોતો નહિ જાઉં પ્રશ્નો વિશેની નીતિ પર્ત્વે પાછળના વર્ષોમા જો કે તેમના વિચારો એલ્બીન્સ સાથે મળતા થતા ન હતા છતા એ બન્નેની વચ્ચે સ્નેહનું ગાઢ બંધન હતુ

જે રાત્રે મારા સાસુની સ્થિતિ ગંભીર હતી તે જ રાત્રે મારા ભાઈ સી હોલ રૂઝવેલ્ટ, જેમનું નાનકડું મકાન હાઇડ પાર્ક ખાતેની મારી કુટિરથી બહુ દૂર ન હતુ, તેઓ બીમાર પડી ગયા. અમે તેમને પોફીપ્સીમા વાસાર હોસ્પિટલમા લઈ ગયા અને મારી સાસુની સ્મશાનયાત્રાને દિવસે, મે તેમને વોશિંગ્ટનની વોલ્ટર રીડ હોસ્પિટલમા ખસેડવાનો બંદોબસ્ત કર્યો

મારી સાસુની સ્મશાનયાત્રા પૂરી થયા પછી અમે જેમ બને તેમ જલ્દી વ્હાઇટ હાઉસમા પાછા ફર્યા અને એ પછીના કેટલાક અઠવાડિયા સુધી મારા ભાઈની કરોળીની હાલત મારે અસહાય બનીને જોવી પડી તેમનું હૃદય એટલુ મજબૂત હતું કે ઘણાખરા માણસોની જીવનલીલા શાંતિથી સકેલાઈ ગઈ હોય તેવા સંજોગોમા પણ તેમનુ હૃદય ઘણો વખત ટકી રહ્યુ રૂપ મી સપ્ટેમ્બરે તેમનુ અવસાન થયુ અને સ્મશાનયાત્રા વ્હાઈટ હાઉસમાથી કાઢવામા આવી હતી

વેદના અને જેને ચાહતા હોઈએ તેની ખોટ જીરવવી બહુ મુશ્કેલ છે હુ માનુ છુ કે એ દુ:ખની લાગણી જડ બનાવી દેવા માટે એ વર્ષની પાનખર ઋતુમા મે નાગરિક રક્ષણની ઓફિસમા સખ્ત કામ કર્યુ હતુ

હોલનુ અવસાન થયુ તેના થોડા દિવસ પહેલા, તા ૨૨ મી સપ્ટેમ્બરે મેયર લા ગાર્ડિયા તરફથી મે કેટલીક પ્રવૃત્તિઓ સભાળી લીધી હતી એ પ્રવૃત્તિઓ સપૂર્ણ રીતે રક્ષણાત્મક ન હતી, પરતુ સમગ્ર રીતે જોતા નાગરિકોના રક્ષણ સાથે સંકળાયેલી અને જરૂરી હતી પહેલા અઠવાડિયામા હુ તેને બહુ ઉપયોગી નીવડી શકી નહિ હોઉં, પરતુ મારા ભાઈની સ્મશાનયાત્રામાથી પાછા ફર્યા બાદ મે મારૂ બધુ લક્ષ તેના પર કેન્દ્રિત કર્યું હુ તરત જ જોઈ શકી કે મેયર લા ગાર્ડિયા પોતાના

કાર્યક્રમમાં જે જે પ્રવૃત્તિનો સમાવેશ કરવા ઇચ્છતો ન હોતા તે બધી મારા વિભાગમાં ઘૂસાડવામાં આવતી હતી.

નાગરિક રક્ષણની ઓફિસમાં હું દરરોજ કલાકો સુધી કામ કરતી અને ઘેર મારું અંગત કામ મોડી રાત સુધી કરતી. વ્હાઇટ હાઉસમાં બધું બરાબર છે કે કેમ તે તપાસવા માટે દર કલાકે ચોકીદાર ફર્યા કરતો. એક સવારે મારા પતિએ મને પૂછ્યું "આ હું શું સાંભળું છું? કે તું આખી રાત જાગતી જ રહી હતી?" હું સમયની દરકાર કર્યા વિના મારી ટપાલમાં મશગૂલ બની ગઈ હતી અને એકાએક દિવસનો આછો ઉજાસ દેખાવા લાગ્યો, ત્યારે મેં નક્કી કર્યું કે હવે સૂવા જવાનો કંઈ અર્થ નથી. ચોકી કરનારા માણસે મારા બારણાની નીચે પ્રકાશ જોયો હતો અને ઓરડામાં હું કાગળો લેવા મૂકવા આમ તેમ ફરતી હતી તેનો અવાજ સાંભળ્યો હતો. તેણે વ્હાઇટ હાઉસના અધિકારીને વાત કરી હશે અને કોઈએ આ વાત મારા પતિને કરી હતી. પરંતુ આ રીતે આખી રાત કામ કરવાનું તો કોઈક વાર જ બનતું.

પર્લ હાર્બર પર હુમલો થયો તે દિવસે સવારે સંપૂર્ણ શાંતિ હતી. બપોરના ખાણા વખતે ઘણા મહેમાનોની હાજરીની અમે વકી રાખી હતી. ખાણાના વખત પહેલાં રૂઝવેલ્ટે કહેવડાવ્યું કે તેમનાથી હાજર રહેવાનું બની શકશે નહિ. હું નિરાશ તો થઈ પણ એ વિષે આશ્ચર્ય થાય તેવું નહોતું. તેઓ વધુ ને વધુ ચિંતાતુર બનતા જતા હતા અને ઘણી વખત વ્હાઇટ હાઉસમાં યોજાયેલા કોઈ મોટા મેળાવડામાં પોતે હાજર રહી શકશે નહિ એમ છેલ્લી ઘડીએ મને કહેતા. પ્રમુખ શું કહે છે એ જાણવા લોકો કુદરતી રીતે જ આતુર રહેતા, પરંતુ તેમને પોતાના મગજમાં એટલા બધા ગુપ્ત ભેદો સાચવી રાખવા પડતા કે એકેક શબ્દ તેમને તોળી તોળીને બોલવો પડતો અને એ વસ્તુ થકવી નાખનારી હતી. આ ઉપરાંત ચિંતા અને ભેજવાળી હવાની પણ તેમની તબિયત પર અસર થઈ હતી અને તેથી દરરોજ તેમના નાકનો ઉપચાર કરવો પડતો હતો.

બપોરનું ભોજન પૂરું થયું ત્યાં સુધીમાં તો, પર્લ હાર્બર પરના હુમલાના સમાચાર આવી ગયા હતા. અમે ઉપર ગયા ત્યાં સુધી અમને એ સમાચાર મળ્યા ન હતા. ઉપર ગયા પછી વ્હાઈટ હાઉસના સ્ટાફના એ માણસે અમને વાત કરી. આ સમાચાર એટલા ચોંકાવનારા હતા કે સંપૂર્ણ ચૂપકીદી છવાઈ ગઈ અને એ પછી અમે અમારું કામ સંભાળ્યું ત્યારે અમારા દિમાગમાં એ જાનની શું થતા હતી. મેં મહેમાનોને વિદાય આપી અને રૂઝવેલ્ટના ઓરડામાં જવા માટે તેઓ એ ના પડે તેની રાહ જોવા લાગી, પરંતુ મને ખ્યાલ આવ્યો કે ગંભીર પરિસ્થિતિમાં શું કરવાની જરૂર હતી એ વિષે તેઓ પોતાનું લક્ષ એકાગ્ર કરી રહ્યા હતા એટલે પ્રહારની પહેલી અસર પૂરી થતા સુધી તેઓ વાત કરશે નહિ આમ વિચારીને મે મારા કામમાં ધ્યાન પરોવ્યું

આવા પ્રસંગે, જે જે બનાવો બની ગયા હોય અને હવે બનનારા હોય તેનું ચિંતન કરતા કરતા રાષ્ટ્ર માટેની ચિંતા તથા પોતાની અંગત ચિંતા એક બીજામાં કેવા ભળી જાય છે એ ખરેખર અજબ થવા જેવું છે સ્ત્રીના મનમાં અંગત ચિંતા વધુ પ્રબળ રીતે આગળ આવે છે પરંતુ વ્હાઈટ હાઉસમાં અંગત ચિંતાને ગૌણ બનાવવી પડશે એ હું જાણતી હતી

બપોરનો સમય ધીમે ધીમે પસાર થતો ગયો અને હું જો કે મારી બેઠકના ઓરડામાં જ હતી તથા કાગળો લખતી હતી છતાં મારો એક મન તો મારા પતિની પાસે આવતા જતા લોકો તરફ જ હતો બપોર પછી મોડેથી તેઓ નાકના ઉપચાર માટે ડૉક્ટરના દવાખાનામાં ગયા રાત્રે પણ તેમના અભ્યાસગૃહમાં જ તેમણે જમી લીધું

બીજે દિવસ અમારા બધાને માટે બહુ જ પ્રવૃત્તિમય હતો હું રાખેતા મુજબ સવારના નવ વાગે નાગરિક રક્ષણ ઓફિસમાં ગઈ, પરંતુ કોંગ્રેસની સંયુક્ત બેઠક સમક્ષ મારા પતિને સંદેશો આપતા સાંભળવા માટે બપોરના બાર પહેલા કેપિટોલમાં પાછી ફરી મને એવું લાગ્યું કે પહેલા વિશ્વયુદ્ધમાં અમેરિકા જોડાવાની જાહેરાત કરવા માટે પ્રમુખ

વિલસને જે દિવસે કોંગ્રેસ સમક્ષ ભાષણ કર્યું હતું, તે દિવસ જાણે ફરીથી મારા જીવનમા આવ્યો હતો. આ વખતે અમેરિકાના પ્રમુખ મારા પતિ હતા અને જીવનમા બીજી વાર મેં પ્રમુખને કોંગ્રેસ સમક્ષ એવું કહેતા સાભળ્યા કે "આપણો દેશ યુદ્ધમા સંડોવાયો છે" મને બહુ જ ઊંડું દુઃખ થતુ હતુ. પહેલુ વિશ્વયુદ્ધ શરૂ થયુ ત્યારે મારા પતિ અને મારા ભાઈ વિષેની મારી ચિંતા મને યાદ આવી, આ વખતે લશ્કરમાં જોડાવા જેટલી ઉંમરના ચાર પુત્રો મારે હતા.

હુ પોણા છ વાગે ઘેર પહોચી અને કુમારી થોમ્પસન તથા હુ મેયર ગાર્ડિયા પશ્ચિમ કિનારા પર જવા માટે તૈયાર થઈને સાત ને દસ મિનિટે વોશિંગ્ટનના વિમાની મથકે હાજર થઈ ગયા. હુ વિદાય થતી હતી તે વખતે મને ઇલિયટની ઝાખી થઈ તે વ્હાઈટ હાઉસમાં ગત રોકાવા માટે આવ્યો હતો. ઇલિયટ નેવિગેશનની તાલીમ લઈ રહ્યો હતો અને ગ્રેજ્યુએટ થતા પહેલાનો એ છેલ્લો તબક્કો હતો. યુદ્ધના કારણે અભ્યાસક્રમ ઝડપી બનાવવામા આવ્યો હતો અને મૂળ યોજનાથી બે અઠવાડિયા પહેલા તાલીમ લેનારાઓને ડીગ્રી આપવામા આવી હતી. એ પછી તરત જ ઇલિયટ પશ્ચિમ કિનારા પર ચોકી રાખવાની ફરજ બજાવવા ઉપડી ગયો હતો

હું આ પ્રવાસ માટે વિદાય થઈ તે પહેલા મિસિસ નેસ્બીટરને મે વ્હાઈટ હાઉસ માટે કાળા પડદાની વરદી આપવાનુ કહી રાખ્યુ હતુ એ પછી તરત જ નાણાખાતાના ભોયતળિયામા વિમાની હુમલા સામેનું આશ્રયસ્થાન બાધવાનુ કામ શરૂ થઈ ગયુ હતુ, દરેકને ગેસમાસ્ક આપવામા આવ્યા હતા અને વિમાની હુમલા સામેની કવાયતો થતી હતી. આમાથી છટકવા માટે મને આનદ થયો મારા પતિ આશ્રયસ્થાન વિષે મજાક કરતા અને શ્રી. મોરગેન્થોને કહેતા "હેનરી, તમારા ભોયરામા ગખેલુ બધુ સોનુ મને પોકર રમવા માટે નહિ આપો તો હુ આશ્રયસ્થાનમા જવાનો નથી."

૯ ડિસેમ્બરની ૧૫મી તારીખે બપોરેના લગભગ બે વાગે

વૉશિંગ્ટનમાં પાછી આવી ગઇ. હું સાત દિવસ બહાર રહી હતી અને સતત પ્રવાસ કરીને અવિરત કામ કર્યું હતું.

મને એમ લાગ્યા વિના રહ્યું નહિ કે "નૂતન વ્યવહાર"ના સામાજિક ધ્યેયોએ, યુદ્ધ લડવાનું શક્ય બનાવનારો જુસ્સો વિકસાવ્યો હતો, અને હું માનતી કે યુદ્ધ લડવામાં આપણે ખરી રીતે આ સામાજિક ધ્યેયો માટે જ હજુ લડી રહ્યા છીએ એમ લોકોને સમજાવવાની બહુ જરૂર હતી. દુનિયા પર જો હિટલરનું શાસન થાય તો, સ્વાતંત્ર્ય અને લોકતંત્રનો અંત આવી જાય એ દેખીતું જ હતું. મને લાગ્યું કે યુદ્ધના સમયને માટે, તેમજ યુદ્ધ પછીના સમય માટે, લઘુમતીના અધિકારો માટેની લડત ચાલુ રહે એ ખૂબ જરૂરી હતું. માત્ર લશ્કરી દેવાનાં ક્ષેત્રમાં જ નહિ, પરંતુ બાળકો તથા નાની વયનાં માણસો સાથે સંબંધ ધરાવતા સમગ્ર વિસ્તારમાં પણ લશ્કરી મોરચા પર આગળ વધવાનું ચાલુ રાખવામાં આવે એમ હું ઇચ્છતી હતી અને માનતી હતી કે યુદ્ધ પછી આરોગ્યના વ્યાપક કાર્યક્રમ માટેની ભૂમિકા તૈયાર કરવી જોઈએ.

પર્લ હાર્બરના હુમલા પછી વ્હાઇટ હાઉસમાં બધી પ્રવૃત્તિ, યુદ્ધની તૈયારીઓ પર કેન્દ્રિત કરવામાં આવી. લશ્કરી માણસો તથા શ્રીમતી અને રૂઝવેલ્ટ કે જે મમતાઓ સાથેના તેમના સંબંધની એક નિશ્ચિત કડી જેવાં હતાં. તેમની સાથે દિનપ્રતિદિન વધુ ને વધુ મુલાકાતો ગોઠવાતી ગઈ. આપણી યુદ્ધ તૈયારીમાં લશ્કરી પગલાં પછી સૌથી અગત્યનો પ્રશ્ન મદદનીશોનો હતો.

મી. ચર્ચિલ ડિસેમ્બરની ૨૨ મીએ આવવાના છે એમ અમે જાણ્યું ત્યારે કોઈ એ માટે તૈયાર થવા લાગ્યા. ત્યાર પછી ૨૨ મી ડિસેમ્બરના એ યાદગાર દિવસે બીજા અસંખ્ય કામકાજ ઉપરાંત રશિયાના એલચી ચીનના એલચી અને ડચ એલચીને મુલાકાત આપી હતી. બ્રિટનના વડા પ્રધાનને મળવા માટે તેઓ સાંજે ૭ વાગે ... અને તેઓ બધા ૯-૩૦ કલાકે વ્હાઇટ હાઉસ આવી પહોંચ્યા.

હું ન્યૂયોર્કની રાત્રિની ટ્રેન પકડીને એ સવારે વૉશિંગ્ટન આવી

પહોંચી હતી અને દિવસનો ઘણો ખરો સમય નાગરિક રક્ષણ ઓફિસમાં ગુજાર્યો હતો. મુક્તિફોજના નાતાલના મેળાવડામાં, કેથોલિક સભાજનોના નાતાલના મેળાવડામાં અને એવે ખ્રિસ્તી ભજનના કાર્યક્રમમાં ગઇ હતી એટલે તે દિવસના સત્તાવાર ભરચક કાર્યક્રમાં મેં કામનો સારો ઉમેરો કર્યો હતો. મને હજુ યાદ છે કે તે દિવસે સમય પસાર થતો ગયો તેમ તેમ મારા મહેમાનો સાથે વાત કરતાં કરતાં આવેલું ઝોકું મેં એકાએક અટકાવી દીધું હતું. [illegible]

મારાં સાસુની હાજરી વિનાની આ પહેલી નાતાલ હતી અને મારા પતિનો વિચાર કરતાં મને ભય લાગતો હતો પરંતુ મહેમાનોનું ઓચિંતુ આગમન અને વધતા જતા કામના પરિણામે કોઈ પણ જાતના અંગત દુઃખનો વિચાર કરવાનું લગભગ અશક્ય બની ગયું. નાતાલના દિવસે હું સવારમાં બાળકોના હોસ્પિટાલના મેળાવડામાં ગઈ હતી અને ત્યાંથી થોડા કલાક કામ કરવા માટે નાગરિક રક્ષણ ઓફિસમાં તથા ત્યાંથી અમેરિકાના સ્વયંસેવક દળની કચેરીમા ગઈ હતી. ચાર વાગે મારા પતિએ અને મે ક્રિસ્ટરૂમમાં વ્હાઈટ હાઉસના સ્ટાફ તથા તેમના કુટુંબોનો સત્કાર કર્યો. નોર્વેના યુવરાજ, યુવરાણી અમે તેમના બાળકો તથા તેમના સ્ટાફમાંથી શ્રી ઓસ્ટગાર્ડ અને શ્રીમતી ઓસ્ટગાર્ડ તેમજ મિ. ચેડલ અમારા મહેમાનો હતા અને મેળાવડો પૂરો થયા પછી અમે બધા વ્હાઈટ હાઉસના દક્ષિણના મેદાનમા મ્યુનિસિપલ નાતાલ વૃક્ષની રોશની જોવા ગયા હતા. રુઝવેલ્ટે દક્ષિણ બાજુના પોર્ટિકોમાંથી ટૂંકુ વિવેચન કર્યું અને હંમેશની જેમ રેડિઓ પર ફ્રેન્કલિનનો વાર્તાલાપ પણ થયો, પરંતુ અમારા દિલમા હોશ ન હતી. અમે બધા એકાએક ટાઢથી એટલા જકડાઈ ગયાં કે વ્હાઈટ હાઉસ પાછા ફર્યા બાદ ચાનો કપ લેતાં ખરેખરો આનંદ થયો.

એ સાંજે શ્રી. ચર્ચિલના એક પુરાણા મિત્ર શ્રી. બર્નાર્ડ બરૂચ ભોજનમાં અમારી સાથે જોડાયા અને ફરી એક તખ્તત પુરુષો અમને છોડીને ભોજન પછી કામમાં પ્રવૃત્ત બન્યા. મારે નાતાલની ભેટના મોજાં ભરવાનાં હતાં, જો કે અમારા કોઈ પૌત્ર કે પૌત્રી વ્હાઈટ હાઉસમાં

ન હોવાથી, ભેટો બહુ ઓછી આપવાની હતી. હું અને કુમારી થોમ્પસન નિયમ મુજબ સેંટ થોમસ દેવળની મધરાતની પ્રાર્થનામાં ગયાં હતાં.

નાતાલના દિવસે અમારા બધા મહેમાનો સાથે, બધા પ્રથમની સંયુક્ત પ્રાર્થના માટે અમે ફાઉન્ડ્રી મેથોડિસ્ટ દેવળમાં ગયાં. મંડળીમાં અમારા સત્તાવાર મહેમાનો તથા હેરી હોપકિન્સ અને ડિયાના, શ્રીમતી જે. આર. રૂઝવેલ્ટ અને હેરી હુકમનો સમાવેશ થયેલ હતો. બપોરના ભોજન વખતે અમે ૧૯ જણ હતા. બપોરના લશ્કરી સ્ટાફ તેમના વડા સત્તાધીશોને મળ્યો, પરંતુ અમારે ૪-૩૦ વાગે અમારું નાતાલનું વૃક્ષ પ્રગટાવવાનું હતું અને નોર્વેના રાજકુટુંબના બધા સભ્યો તેમાં જોડાવાથી બાળકોની સંખ્યા વધી ગઈ હતી. એ રાત્રે નાતાલનું ભોજન, આગળના તમામ નાતાલભોજનો કરતાં મોટા પાયા પરનું બન્યું હતું. ભોજનમાં લગભગ ૬૦ માણસો હતાં અને ભોજન પછી ફિલ્મ બતાવવામાં આવી હતી. પરંતુ પુરુષો તે દિવસે પણ રાતના ૧ વાગ્યા સુધી કામ કર્યા કરતા હતા.

પિસ્તોલ લઇને આવે એ ગુપ્ત સાવસના માણસોને પસંદ પડે તેવી વાત ન હતી, પરંતુ આ બાબતમા કંઈ જ કહેવામા આવ્યુ નહિ શ્રી મોલોટોવે કદાચ એમ માન્યુ હશે કે પોતાનો બચાવ કરવાની કદાચ તેમને જરૂર પડશે અને પોતે ભૂખ્યા રહેશે એમ પણ તેમને લાગ્યુ હશે

શ્રીસના ગજા જૂનની ૧૦મીએ આવ્યા અને ૧૪મીએ વ્હાઇટ હાઉસના સ્ટેટ ડાઇનિંગ રૂમમા ધ્વજ દિનને લાગતી અસરકારક ક્રિયા થઈ એ પ્રસગે પરદેશ પ્રધાન અને ૨૭ દેશોના એલચીઓ હાજર હતા

એ વર્ષની વસત ઋતુમા અમારુ ઘર તથા માગ સાસુ શ્રીમતી જેમ્સ રૂઝવેલ્ટનુ ઘર ખાલી કરવા માટે મે ન્યૂયોર્ક શહેરમા ઘણો સમય પસાર કર્યો હતો અમે ૧૯૦૮ થી આ મકાનોમા રહેતા હતા એટલા વર્ષો દરમ્યાન કેટલી ચીજવસ્તુઓ એકઠી થઈ હશે તેની કલ્પના સહેજે થઈ શકે છે મારા સાસુ કદી કોઈ વસ્તુ ફેકી દેતા નહિ એટલે એ બધી વસ્તુઓનો નિકાલ કરવાનુ કામ અતિશય જબ્બર હતુ

મારા પતિએ ૧૯૩૨ થી એ બેમાથી એક પણ ઘરમા પગ મૂકયો ન હતો, છતા પોતાને કોઈ વસ્તુ જોઇતી હોય તો તે ક્યા મળશે એ તેઓ બરાબર કહી શકતા એ વસત ઋતુમા તેમણે મકાનોમા બે કલાક પસાર કર્યા અને જે જે વસ્તુ ફેરવવામા આવી હતી તેના પર તરત જ તેમનુ ધ્યાન ગયુ દાખલા તરીકે તેમની માતાના પુસ્તકાલયમા એક ચિત્ર હતુ તેનુ શુ થયુ એ તેમણે તરત જ મને પૂછ્યુ એ ચિત્ર મે માગ પુત્ર ફ્રેંકલિન જુનિયરને આપ્યુ હતુ

શ્રી ચર્ચિલ ફરીથી તા ૨૧ મી જૂનથી ૨૫ મી જૂન સુધી અમારી સાથે રહ્યા દરેક મુલાકાતથી મારા પતિ અને શ્રી ચર્ચિલ વચ્ચેનો સ્નેહ અને મૈત્રી વધતા જતા હતા અને બે દેશોના વડા તરીકેના સત્તાવાર સબધથી તદ્દન નિરાળી એવી તેમની એ મૈત્રી હતી એ તો દેખીતુ જ હતુ કે ગમે તે સજોગોમા બ્રિટન અને અમેરિકાને સહકાર કરવો જ પડે, પરતુ ચર્ચિલ અને માગ પતિની અગત મૈત્રી

દ્વારા ગાઢ રીતે બન્ને દેશો સંકળાયેલા હોત તો યુદ્ધ વધુ લાભદાયક રીતે ચલાવી શકાત તેમ હતું. યુદ્ધના સાર્વભૌમ પ્રશ્ન ઉપરાંત આ બન્ને માણસો વચ્ચે ઘણી બાબતોમાં સમાનતા હતી. બન્નેને સમુદ્ર અને નૌકાદળ પ્રત્યે પ્રેમ હતો. બન્ને ઈતિહાસના સારા જાણકાર હતા અને સાહિત્યમાં પણ તેમની લગભગ સમાન રુચિ હતી. લીયરના "નોનસેન્સ રાઈમ્સ" મારા પતિને પણ પ્રિય હતા અને શ્રી ચર્ચિલ જ્યારે તેની પંક્તિઓ ટાંકતા ત્યારે મારા પતિને બહુ જ આનંદ આવતો. બન્નેએ જીવનકથાઓ પુષ્કળ વાંચી હતી. કળામાં મારા પતિને ચર્ચિલ જેટલો રસ ન હતો, પરંતુ બન્નેને પ્રકૃતિસૌંદર્ય ગમતું અને ગામડામાં કે શહેરમાં સંજોગો આનંદ લઈ શકતા. હું માનું છું કે એક બીજાની શક્તિ માટે બન્નેને જેમ જેમ માન વધતું ગયું તેમ તેમ તેમની બિરાદરી પણ વધતી ગઈ. એવી બાબતોમાં તેઓ સમંત થતા નહિ. કોઈ કોઈ વખત મારા પતિની પાસેથી હું અમુક [illegible]ઓ પણ સાંભળતી, જો કોઈ વખત ચર્ચિલને કહેવામાં આવતી તો કોઈ વખત દલીલોનો વાસ્તવિક સામનો ચર્ચામાંથી ઉપસ્થિત થતી.

યાદ છે કે બીજા મોરચો ખોલવા માટેના આક્રમણના દિવસે, ખાસ કરીને ફ્રેંકલિન બહુ જ તંગ સ્થિતિમાં સમાચારની રાહ જોઈ રહ્યા હતા

ઓગસ્ટમાં નેધરલેન્ડસના રાણી વિલ્હેલ્મિના પહેલી મુલાકાતે આવ્યા. મારી અખબારી પરિષદની પત્રકાર બહેનો તેમને મળવા માટે બહુ જ આતુર હતી અને આ મુલાકાત ગોઠવી શકાય કે કેમ એ વિષે મને જો કે ઘણી શંકા હતી, છતાં તેમના આગમનને બીજે દિવસે તેઓ મારી અખબારી પરિષદમાં હાજર તો રહ્યા. મુલાકાત દરમ્યાન હોલેન્ડમાં નાઝીઓના તંત્ર નીચે ક્ષય રોગનો વધારો થવા વિષે તેમણે કંઈક કહ્યું, પરંતુ એ પછી તરત જ તેમને એ માટે ખેદ થયો કારણ કે નાઝીઓ એ શબ્દો માટે પોતાના દેશના લોકો પર વળતા પગલાં લેશે એવો તેમને ભય લાગતો હતો, એટલે મારે સ્ત્રી પત્રકારોની પાછળ દોડીને તેમને સમજાવવું પડ્યું કે હોલેન્ડમાં ક્ષય રોગના ફેલાવા વિષે રાણીએ જે કહ્યું છે તે પ્રગટ કરવાનું નથી.

પરિષદ પૂરી થયા પછી હું તેમની સાથે પાટનગર ગઈ. ત્યાં અમે મારા પતિને મળ્યા અને સબમરીનોનો પીછો પકડનાર અમેરિકન જહાજ નેધરલેન્ડસના કાફલાને સોંપવાની ક્રિયામાં હાજરી આપવા ગયા પ્રમુખ તથા રાણી બન્ને રેડિયો પર બોલ્યા અને જે ડચ ટુકડી જહાજ સંભાળી લેવાની હતી તેમની સાથે વાતચીત કરવા માટે રાણી જહાજ પર ચડ્યા એ પછી અમે બધા ભોજન માટે "પોટોમેક" જહાજ પર ગયા અને નદી પર થઈને માઉન્ટ વરનોન પહોંચ્યા.

નેધરલેન્ડસના રાણી સાથે ફ્રેંકલિનની આ બીજી મુલાકાત હતી હાઈડ પાર્કથી થોડા માઈલ દૂર મેસેચુસેટ્સમાં તેઓ રાજકુમારી જુલિયાના સાથે રહેતા હતા ત્યારે પ્રમુખ તેમને પહેલી વાર મળ્યા હતા યુવરાણી માર્થા જે તે વખતે અમારી સાથે રહેતા હતા તેઓ પણ આ મુલાકાતમાં ફ્રેંકલિનની સાથે ગયા હતા અને તે આ મુલાકાત વિષે ઘણી વખત રમૂજ કરતા ફ્રેંકલિને રાણીને મળ્યા પછી તેમને કહ્યું હતું કે "બધા તાજધારીઓમાં તમે સૌથી વધુ પ્રભાવશાળી છો એમ મેં સાંભળ્યું

હોવાથી મુલાકાત પહેલાં હું જરા ગભરાતો હતો." પરંતુ રાણી માટેનું તેમનું માન દરેક મુલાકાતના પરિણામે વધતું ગયું હતું અને મારા પતિ તથા મને બન્નેને રાણી માટે સ્નેહભરી લાગણી ઉત્પન્ન થઈ હતી.

ઉનાળામાં વૉશિંગ્ટનમાં આંતરરાષ્ટ્રીય વિદ્યાર્થી પરિષદ મળી. એમાં ભાગ લેવા માટે યુદ્ધ સેવાનો ઠીકઠીક અનુભવ ધરાવનારા ઘણા યુવક-યુવતીઓ બીજા દેશોમાંથી આવ્યાં હતાં. યુવાન બ્રિટિશો અને રશિયનો સાથે મારે સારી પેઠે પરિચય થયો અને એ બધા મને ગમ્યા. કેટલાક બ્રિટિશોને અમેરિકામાં રાખવામાં આવ્યા હતા ત્યારે તેમની સાથે મારે ફરીથી મુલાકાત થઈ હતી; બીજા કેટલાકને ઇંગ્લંડની મારી મુલાકાત દરમ્યાન હું મળી હતી. પરંતુ રશિયાના યુવાનોના કંઈજ સમાચાર મને મળ્યા નથી. આમાં લેફ્ટેનન્ટ લુડમીલા પેવલીશેન્કો, નિકોલાઈ ક્રાસેવશેન્કો અને લાડીમાર શેલીનત્સેવ મુખ્ય હતા.

બ્રિટનમાં સ્ત્રીઓ જે કામ કરતી હતી તે જોવા માટે તથા બ્રિટન ખાતે રાખવામાં આવેલા અમારા સૈનિકોની મુલાકાત લેવા માટે રાણી એલિઝાબેથે આપેલા આમંત્રણ ને મારે સ્વીકાર કરવો એવો મારા પતિનો નિર્ણય એ મારા માટે ખરેખરો મહત્ત્વનો પ્રસંગ હતો. આ સૈનિકો થોડા વખતમાં આક્રમણમાં ભાગ લેવા માટે ઉત્તર આફ્રિકા જવાના હતા એ મને મોકલવા માટેની મારા પતિની ઉત્સુક્તાનું એક કારણ હતું એ વાતની મને પહેલાં ખબર ન હતી.

શ્રી. ચર્ચિલ જ્યારે જ્યારે વ્હાઈટ હાઉસ ખાતે આવતા ત્યારે, મારા પતિ બ્રિટનની મુલાકાત લે તેવા ભાવિ પ્રસંગનો ઉલ્લેખ કરતા, પરંતુ તે વખતે એવું લાગતું કે નજદીક જણાતા વિજયના અથવા સિદ્ધ થયેલા વિજયના ઉત્સવ સંબંધમાં આ મુલાકાતની તેઓ વાત કરતા હોવા જોઈએ. યુદ્ધ દરમ્યાન મારે બ્રિટન જવાનું કોઈ કારણ હોઈ શકે એવો ખ્યાલ તેમને કદી પણ આવ્યો હોય એમ હું ધારતી નથી. હું માનું છું મારા પતિની સાથે તેમના પત્ની તરીકે જ મારે જવાનું થશે એમ તે ધારી લીધું હશે.

પરંતુ રાણી એલિઝાબેથને તો યુદ્ધ દરમ્યાન આ જાતની શક્યતાનો પણ ખ્યાલ આવ્યો જ હશે, કારણકે મને બ્રિટન જવામાં તથા અંગ્રેજ સ્ત્રીઓ યુદ્ધમાં જે ભાગ લઈ રહી છે તે જોવામાં રસ પડશે કે કેમ એવી કેટલીક પૂછપરછ ફ્રેંકલિનને કરવામાં આવી હતી.

મારા પતિએ બ્રિટન જવા સંબંધમાં મારાં વિચારો જાણવાની ઈચ્છા દર્શાવી, ત્યારે મેં તેમને ખાત્રી આપી કે મારી બ્રિટનની મુલાકાત મદદરૂપ થઈ પડશે એમ જો તેમને લાગતું હોય તો, મને એથી ઘણો આનંદ થશે. ઉત્તર આફ્રિકાનુ આક્રમણ થોડા વખતમાં થવાનું છે એ વાત ફ્રેંકલિન જાણતા હોવાથી તેમણે મને કહ્યું કે બ્રિટિશ સ્ત્રીઓની યુદ્ધ પ્રવૃત્તિ નિહાળવા ઉપરાંત અમેરિકન સૈનિકોની પણ મુલાકાત લેવી અને તેમને પ્રમુખનો સંદેશો પહોંચાડવો. નાગરિક રક્ષણ ઓફિસમાંના મારા કામ દરમ્યાન મને મળેલા અનુભવથી મારી ખાત્રી થઈ હતી કે વ્હાઇટ હાઉસમાં રહેવાના કારણે બીજા વિશ્વયુદ્ધમાં કંઈ પણ મહત્ત્વનું કામ હું બજાવી શકીશ નહિ. પરંતુ યુદ્ધમાં ઉપયોગી નીવડે તેવું કંઈક કરી બતાવવાની તક બ્રિટનની આ મુલાકાતથી મળતી હોય એમ મને લાગ્યુ.

હું જવા માટે ખુશી છું એમ મારા પતિએ હેરી હોપકિન્સને કહ્યા પછી (કારણ કે આ સૂચના સૌથી પહેલાં હેરીએ કરી હતી) મને રીતસરનુ આમંત્રણ મળ્યુ. મેં તૈયારીઓ આગળ ધપાવી અને એક વેપારી વિમાનમાં બેઠક રીઝર્વ કરાવી. અમારી વિમાની મુસાફરીનુ ભાડું મેં ભર્યું અને કેટલો સામાન લઈ જઈ શકાશે એ વિષે મને સૂચના આપવામાં આવી, જરૂરી ફોટાઓ લેવાયા અને ઓક્ટોબરની ૨૧ મી તારીખે નિયત સમયે લોંગ ટાપુ પરના વિમાની મથકે હુ હાજર થઈ ગઈ.

બકીંગહામ મહેલ ખાતેની મુલાકાતના વિચારે મને ચિંતા થતી હતી, પરંતુ મેં છેવટે મારા મનને કહ્યું કે બે દિવસ માટે ગમે તેવા વિચિત્ર અનુભવોમા પણ ટકી શકાય. બેશક મને કંઈ સહેલ કરવા બ્રિટન બોલાવવામાં આવતી ન હતી, છતાં પણ દરેક ક્ષણના વિશિષ્ટ રસનો આસ્વાદ લેવાનો પ્રયાસ કરવા માટે મેં નિશ્ચય કર્યો હતો. કેટલીક પરિસ્થિતિઓ

કદાચ એવી આવશે કે જે અપરિચિત હોવાના કારણે, હું મારામાં કંઈક ઉણપ છે અથવા બરાબર કેવી રીતે વર્તવું એ હું જાણતી નથી એવી લાગણી મારા દિલમાં કદાચ જન્માવશે; છતાં પણ હું મારાથી બનતો પ્રયાસ કરીશ અને એ માટે ચિંતા કરવાની જરૂર નથી. આવો નિશ્ચય કરવા છતાં જેમ જેમ લંડન પાસે આવતું ગયું તેમ તેમ મારી બેચેની વધવા લાગી અને આ મુલાકાતની ઉપાધિમાં હું ક્યાં પડી એમ મને થવા લાગ્યું. મારા પ્રત્યે "બહુ મહત્ત્વની વ્યક્તિ" તરીકે વર્તાવ થવાનો હતો કારણ કે મારા પતિ અમેરિકાના પ્રમુખ હતા.

છેવટે અમે સ્ટેશન પર આવી પહોંચ્યાં. રાજા અને રાણી તથા અમારા તમામ ઉચ્ચ લશ્કરી અધિકારીઓ ત્યાં હાજર હતા. મેં ઉપર ઉપરથી તો મારી બેચેની છુપાવી હશે એમ લાગે છે, કારણ કે પાછળથી ટોમીએ મને જણાવ્યું હતું કે મારી સ્વસ્થતા અને શાંતિ જોઈને જે તે પોતાની ગભરામણ પર સંયમ રાખી શકી હતી.

પરસ્પર અભિવાદન પછી રાજા અને રાણી તેમની મોટરમાં મને લઈ ગયાં. તેમણે મારી સાથે અત્યંત માયાળુ વર્તાવ રાખ્યો હતો. આ એક યુવાન અને આકર્ષક યુગલ છે અને તેમને કેટલાક મુશ્કેલીભર્યા સંજોગોમાંથી પસાર થવું પડશે એવો જે ભાવ અમેરિકાની તેમની મુલાકાત દરમ્યાન મારા દિલમાં ઊઠ્યો હતો તે ફરી પાછો ઉત્પન્ન થવા લાગ્યો. તેઓ આ અનુભવોમાંથી પસાર થયા હતા અને મને એ વિષે વાત કરવા આતુર હતા એ જોઈને મારો આ ભાવ વધુ તીવ્ર બન્યો હતો. રાજા અને રાણી સાથેના મારા બધા સંપર્કો દરમ્યાન મને એ બંને માટે વધુ ને વધુ માન થયું છે.

અમે જ્યારે મહેલમાં આવી પહોંચ્યાં ત્યારે તેઓ મને અમારા ઓરડામાં લઈ ગયા. ત્યાં ગયા પછી તેમણે એવો ખુલાસો કર્યો કે "તમારી બેઠકના ઓરડામાં તથા બહારના ઓરડામાં ઠંડીથી બચવા માટે સગડી રાખી શકાય તેમ છે અને તમને બહુ ઠંડી નહિ લાગે એવી

અમને આશા છે." મહેલમાં બોંબથી પડેલાં કાણાં તેમણે ઃ
બારીમાંથી બતાવ્યાં. એ ઓરડાની બારીના બધા કાચ પણ તૂ
ગયા હતા. અને કાચને બદલે લાકડું અને કેટલીક બારીઓમાં કાચ
નાના ટુકડા જડી લેવામાં આવ્યા હતા. પાછળથી રાણીએ મને, રાજા
ઓરડાને વીંધીને કયા સ્થળે બોંબ પડયો હતો અને રાજા તથા રાણ
બન્નેના ઓરડાઓ ઉડાડી દીધા હતા એ બધું બતાવ્યું. બત્તી ચા
હોય ત્યારે બારી પરના પડદાના જે જુદાં જુદાં ઘર બંધ રાખવાં પડ
હતાં એ પણ તેમણે મને સમજાવ્યું અને કહ્યું કે "ભોજન માટે
યોગ્ય સમયે તમને ડ્રોઈંગ રૂમમાં લઈ જવા માટે એક સંદેશવાહ
તમારા ઓરડાની બહાર ઊભો રહેશે." આટલું કહીને તેઓ મને મારા
ઓરડામાં મૂકી ગયા.

બકીંગહામ મહેલ મને બહુ જ વિશાળ લાગ્યો. વસ્ત્રો રાખવાન
કબાટ એવાં અદ્દભુત હતાં કે આપણે ઘેર પણ આવા કબાટ હોય તે
કેવું સારું એવી ઝંખના થાય! પરંતુ વિમાનમાં માત્ર ૬૫ રતલનું જ
વજન લઈ જઈ શકાય એવી મર્યાદાના કારણે આ વસ્ત્રભંડારમાં લટકતા
મારાં થોડાંક કપડાં કરુણ લાગતાં હતાં. સામાન બહાર કાઢતી વખતે
રાજમહેલની દાસીએ એ વિષે શું ધાર્યું હશે એવો ખ્યાલ મને આવ્યા
વિના રહ્યો નહિ.

ભોજનની પહેલી રાત્રે બીજા મહેમાનોમાં વડા પ્રધાન અને શ્રીમાન
ચર્ચિલ, જનરલ સ્મટ્સ અને તેમના પુત્ર કેપ્ટન જેકોબ્સ સ્મટ્સ, સર
પિયર્સ લે, લોર્ડ અને લેડી માઉન્ટબેટન, અમેરિકન એલચી શ્રી.
વિનાન્ટ, કાઉન્ટ સ્પેન્સર, ઇલિયટ અને કુમારી થોમ્પસન હાજર હતાં.

બ્રિટનમાં દરેક વસ્તુ આપણે જે રીતે વઢી રાખીએ એ રીતે જ
કરવામાં આવતી હતી. બળતણ, પાણી અને ખોરાક પરના પ્રતિબંધોનું
પાલન ઇંગ્લંડના બીજા કોઈ પણ મકાનમાં જેટલી કાળજીથી થાય તેટલી જ
કાળજીથી રાજમહેલમાં પણ થતું હતું. સ્નાન માટેના મારા ટબમાં
કાળી લીટીનું ચોકખું નિશાન હતું અને એ લીટીની ઉપર જાય એટલું

પાણી માગથી લેવાય નહિ એવો નિયમ હતો. અમને સોના-રૂપાની રકાબીઓમાં પીરસવામાં આવતું હતું પરંતુ બ્રિટનના બીજા કોઈ પણ કુટુમ્બને મળે એવી જ રોટી અમારે ખાવાની હતી અને યુદ્ધ કેન્ટિનોમાં અપાતી ન હોય એવી કોઈ પણ વાની અહીં અપાતી નથી, માત્ર કોઈ વખત શિકારની કોઈ વસ્તુ રજૂ થતી એટલું જ.

રાજા અને રાણીની સાથે બોમ્બમારાએ કરેલો વિનાશ મે પહેલી વખત જોયો—મકાનોના મકાનો ભાંગી પડ્યાં હતાં. સૌથી પહેલાં અમે સેંટ પોલ્સના દેવળ ખાતે અટક્યાં. આનું એક કારણ તો એ હતું કે દેવળને બોમ્બમારાથી બચાવી લેનારા વફાદાર ચોકીદારોને એ વખતે મહારાણીની મુલાકાતનું ગૌરવ મળે અને બીજું કારણ એ હતું કે હું દેવળના પગથિયા પર ઊભી રહીને, આધુનિક યુદ્ધ એક મહાન શહેર પર કેવી અસર કરે છે તે જોઈ શકું.

શહેરના જે ગરીબ વિભાગોમાંથી લોકોને ખસેડી લેવામાં આવ્યા હતા તેમાં થઈને અમે માઈલો સુધી ફર્યાં. કેટલાક રસ્તાઓ પર બોમ્બથી પડેલાં કાણાંઓની જાણે હાર લાગી હતી અને જ્યાં જ્યાં મારી નજર પડે ત્યાં ઉત્પાત સિવાય બીજું કંઈ દેખાતું નહિ. અમે શહેરમાં મોટર હંકારી ત્યારે લોર્ડ મેયર રાજાનો સત્કાર કરે છે અને તેમને પ્રવેશ કરવાની પરવાનગી આપે છે એવી પુરાણી ક્રિયા કે જે યુદ્ધમાં પણ ચાલુ રાખવામાં આવી છે તે અમે જોઈ. શહેરમાં જે પારાવાર નુકસાન થયું હતું તે જોઈને હું સ્તબ્ધ થઈ ગઈ, પરંતુ અમારી ચારે બાજુએ બોમ્બમારાના ચિહ્નો હોવા છતાં પારંપરિક બ્રિટિશ પદ્ધતિ અનુસાર અમે લોર્ડ મેયર સાથે ચહા લીધી.

સલામતીના હેતુથી મારા માટે એક સાંકેતિક ગુપ્ત નામ રાખવાની જરૂર હતી અને કોઈ રમૂજી વૃત્તિ ધરાવનાર વ્યક્તિએ — મને વહેમ છે કે મારા પતિએ જ — મારા માટે "રોવર" નામની પસંદગી કરી હતી. ટોમીને "મદદનીશ રોવર" નું નામ આપવામાં આવ્યું હતું. લંડનના અમેરિકન એલચીખાતાના યુવાનો તરફથી "રોવર્સ રેન્જ"

નામનું એક કલ્પિત મંડળ ધારી લેવામાં આવ્યું હતું અને મારા પતિને "સ્ટાર્ટર" ઠરાવવામાં આવ્યા હતા.

એક દિવસે બપોરના ભોજન પછી સ્ટીપલ મોર્ડન નામના સ્થળે ઇંલિયટની ટુકડીની મુલાકાતે જવાનો કાર્યક્રમ નક્કી થયો હતો, પરંતુ શોફરને બદલે મારા રક્ષણ માટે સ્કોટ્લેંડ યાર્ડનો જે માણસ શોફર તરીકે કામ કરતો હતો, તે રસ્તો ચૂકયો અને અમને કેમ્પનો પત્તો મળ્યો નહિ. અમે જેને જેને પૂછતા એ કોઈ ત્યાં જવાનો રસ્તો બતાવતું નહિ, કારણ કે એમાં પણ સલામતીનો પ્રશ્ન સંડોવાયેલો હતો. છેવટે કોઈએ અમેરિકન એલચીખાતામાં પાછો ફોન કર્યો : "શેવરનું ગલુડિયું ખોવાઈ ગયું છે અને શું કરવું તેની સૂચના માગી છે."

આ મુલાકાત દરમ્યાન મેં જુદા જુદા તમામ પ્રકારની રેડક્રોસ કલબોની મુલાકાત લીધી. અવારનવાર રેડક્રોસ કલબોમાં, પોકીપ્સી અથવા અમેરિકાના કોઈ બીજા સ્થળનો યુવાન કે જેણે સ્વદેશમાં મને જોઈ હોય તે મળી જતો; અને અમે બન્ને યુદ્ધ મોરચાની છેક નજદીક એવા પરદેશમાં હોવાથી, નિકટતાની એક એવી લાગણી અનુભવતા, કે જે અમે અમેરિકામાં મળ્યા હોત તો ભાગ્યે જ અનુભવી શકત.

ઇંગ્લંડની મારી આ મુલાકાત દરમ્યાન મારે જે જે અમેરિકન યુવાનો સાથે વાતચીત થતી તેમનાં નામ અને કુટુંબોના સરનામાં મેળવવાની પ્રથા મેં શરૂ કરી કે જેથી અમેરિકા પાછા ફર્યા પછી તેમના કુટુંબોને હું પત્ર લખી શકું. મારો પ્રવાસ પૂરો થતાં સુધીમાં આવા સરનામાંનો મોટો જથ્થો મારી પાસે એકઠો થઈ ગયો હતો. આ પ્રથા મેં મારા બીજા પ્રવાસોમાં પણ ચાલુ રાખી હતી.

અમારી દિનચર્યા સામાન્ય રીતે ૮ વાગે શરૂ થતી અને મધરાત સુધી ચાલતી, પરંતુ તે વખતે મને એમાં એટલો રસ પડતો હતો કે ધીમે ધીમે હું કેટલી થાકતી જતી હતી તેનો મને ખ્યાલ સુદ્ધાં ન હતો.

બ્રિટન ખાતેના મારા દિવસોનું સ્વરૂપ, નાની બાબતોમાં નહિ

પણ મુખ્યત્વે એક સરખું હોવાથી એક દિવસની રોજનીશી પરથી અમારા ત્યાંના કાર્યક્રમનું સ્પષ્ટ ચિત્ર મળી શકશે: નવેમ્બરની ૧૧મી તારીખનો દિવસ આપણે લઈએ; વૈવિધ્ય અને રસની દૃષ્ટિએ એ દિવસ લગભગ બધા દિવસોના લાક્ષણિક નમૂના જેવો હતો.

સવારના ૮–૩૦ વાગે અમે લંડનરી ખાતે સ્ત્રીઓની લશ્કરી સંસ્થાના કેટલાક સૈનિકો સાથે નાસ્તો લીધો અને ૯–૩૦ વાગે નૌકા મથકનું નિરીક્ષણ કર્યું. સમારકામ માટેના એક કારખાનામાં અમેરિકન નાવિકોએ મને બે એશ ટ્રે ભેટ આપી, એક પ્રમુખ માટે હતી અને તેના પર "બોસ"નું નામ કોતરેલું હતું અને બીજી એશ ટ્રે પર "ગવર" નામ અંકિત થયુ હતું.

યુદ્ધવિરામ દિનના ઉત્સવ માટે અમે સવારના ૧૧ વાગે લંડનરી ચોકમાં અટક્યા. મેં અમેરિકન દળો તરફથી અપાયેલો પુષ્પગુચ્છ મૂક્યો અને મારા પછી અસંખ્ય માણસોએ આ ક્રિયા કરી; જેમાં લેડી મોન્ટગોમરી પણ હતાં. લેડી મોન્ટગોમરીની મુલાકાતથી મોટું માન મળ્યુ હોય એમ મને લાગ્યુ. તેઓ પોતાના સુપ્રસિદ્ધ પુત્ર "મોન્ટી" જેવાં જ દેખાય છે અને તેમના ચહેરા પરની રેખાઓમાં ચારિત્ર્યબળ સ્પષ્ટ રીતે અંકિત થયેલું છે.

લોર્ડ મેયરે તેમના પુસ્તકમાં મારી સહી લીધી અને ત્યાંથી અમે ફરી પાછા નૌકા હોસ્પિટલ તરફ ઊપડ્યા. ત્યાં થએલી ક્રિયા દરમ્યાન મને પ્રમુખમાટે નેતરની સોટી ભેટ આપવામાં આવી.

આયરલેન્ડના આ પ્રદેશના-લોકો ઇગ્લેન્ડના લોકો કરતાં બહુ જ ઓછા શિસ્તબદ્ધ છે. લોકો બેકાબુ બની ગયા અને તેઓ અમારી આસપાસ ફરી વળ્યા ત્યારે તેમને પહોંચી વળવા માટે પોલીસ લાચાર હોય એમ લાગ્યું. ઈગ્લંડમાં તો પોલીસમેન (બોબી) નમ્ર વિનંતિ કરે કે તરત જ લોકો ખસી જતા.

અહીંની નૌકા હોસ્પિટલનુ સંચાલન બહુ સરસ રીતે થાય છે. હોસ્પિટલ નીસન હટસમાં છે અને દરેક હટને છેડે અમલદારો તથા બહુ જ બીમાર માણસો માટે ખાનગી ઓરડા છે. નીસન હટમાં સંગઠિત ત્સોઈ

કેવી રીતે ચ્વી શકાય એ હું કદી સમજી શકી નથી, જગ્યા બહુ ન હતી, પરંતુ માત્ર જેટલી જોઈએ તેટલી જ હતી. ઓપરેશન માટેના ઓરડાનુ પણ એમ જ હતું.

ડોક્ટર કેપ્ટન ડેવિસે મને કહ્યું કે "એડમિરલ મૅકેન્ટાયરને કહેજો કે મને મારું કામ કરવા દો." આ કામ તેને ગમતુ હતુ અને તેઓ સરસ પ્રગતિ કરી રહ્યા હતા તેમના મદદનીશો પણ કુશળ માણસો હોય તેમ લાગતુ હતુ નૌકા હોસ્પિટલોમાં નર્સો સામે ડોક્ટરને સખત વાંધો હતો. તેમણે કહ્યુ કે લશ્કરી દળોમાં અને ખાસ કરીને લડનરીમાં સ્ત્રીઓ માટે સ્થાન નથી, કારણ કે તેમના રહેવા માટેનાં સ્થળો મળી શકતા નથી. સ્ત્રીઓ પ્રત્યે તેમને અણગમો હોય એમ તેમની વાતચીત પરથી લાગતુ હતું

બપોરના ભોજન વખતે ડેરીના બિશપની બાજુમા હું બેઠી હતી. જમ્યા પછી તરત જ અમે વિમાનમા સ્કૉટલૅન્ડ ખાતેના પ્રેસ્ટવીક ખાતે ઊપડી ગયા અને ત્યા બરાબર ચહા લેવાના સમયે ૩–૪૦ કલાકે ઊતર્યા. ત્યાંથી અમે ગ્લાસગો જવા રવાના થયા, માર્ગમા કેટલીક સ્ત્રીઓની સંસ્થા જોવા રોકાયા હતા. એક સ્થળે સ્ત્રીઓએ મારા પતિ માટે સંચ દારૂની મને ભેટ આપી. (એ બનાવવા માટે તે વખતે ભાગ્યે જ મળતી કેટલીક વસ્તુઓ તેમણે બચાવી હતી અને મે જ્યારે મારા પતિને આ ભેટ આપી, ત્યારે તેમના હૃદય પર ઊંડી અસર થઈ હતી.)

ગ્લાસગોમા અમે પહેલા તો અમેરિકન રેડક્રોસની મુલાકાતે ગયા અને તેનુ સર્વાંગ નિરીક્ષણ કર્યું. આરામ માટે બહુ સમય ન હતો, અખબારી કટાર લખી, રાતનુ ભોજન લીધુ અને પછી કેટલાક સૈનિકો સાથે મે કૉફી લીધી આ વખતે ખરેખર મજા આવી એ પછી અમે વેપારી નૌકાદળની હોસ્ટેલના ઉદ્ઘાટનમા ગયા, ત્યા મે પહેલેથી છેલ્લે સુધી બધુ તપાસ્યુ અને પછી રેડિયો પર થોડા શબ્દો બોલ્યાં બોલ ડ્રાઉટ બે ખલાસીઓની મુલાકાત રેડિયો પર લેવાના હતા પરંતુ બીજાં ભાષણો ઘણા લાંબા થવાના પરિણામે એ કાર્યક્રમ પડતો મૂકવો પડ્યો

એથી મને ઊનડુ દુખ થયુ

૯-૩૦ સુધીમા અમે રી એન્ડ જે વેઈ કંપનીના કારખાના પર પહોચ્યા અને તે તપાસવામા એક કલાક ગાળ્યો એ પછી ઘેર અધારપટમા થઈને અમે રૉઇમ ફૅક્ટરી તરફ હકારી ગયા અહીં ૧૧ વાગ્યાની પાળીમા કામ કરતી લગભગ ૭૫૦ સ્ત્રીઓ એક ઓરડામા એકઠી થઈ હતી ફૅક્ટરીનુ નિરીક્ષણ કર્યા પછી મે ટૂક ભાષણ કર્યું પરતુ મારા પછી ભાષણ કરનાર ગૃહસ્થે મચ પર હાજર રહેલી બધી વ્યક્તિઓની પ્રશસા કરતુ ભાષણ એટલું લબાવવા માડયુ કે ઘેર સૂવા માટે જવાનો વખત બિલકુલ મળશે કે કેમ એ વિષે મને શકા થવા લાગી પાચ પાચ ભાષણો સુધી અમે બેઠા છેવટે બાર વાગે અમે લૉર્ડ વેઈના મકાન પર પહોચ્યા ત્યા તેમના કુટુબના કેટલાક સભ્યો અમને મળ્યા, અલ્પાહારને ન્યાય આપ્યો થોડી આડીઅવળી વાતો કરી અને છેવટે સૂઈ ગયા હુ એટલી બધી થાકી ગઈ હતી અને મારા પગ એટલા બધા માથી ગયા હતા કે સવારના હુ ઊઠી શકીશ કે કેમ એ વિષે મને શક થવા લાગી

પરતુ સવારના ઊઠવા વિષેની મારી ગમે તેવી શકા છતા, તોપદળની એક ટુકડીની મુલાકાત માટે ૬ વહેલી ઊઠી અમે ક્લાઇડ નદીમા એક સ્ટીમર પર ચઢયા આ નદી કુદરતી નથી, પરતુ માનવ સર્જિત છે અને એટલી સાકડી છે કે હુ બન્ને કિનારાઓ જોઈ શક્તી હતી અને જહાજની ગોદીઓમા ચાલી રહેલી અસાધારણ પ્રવૃત્તિ પણ સ્પષ્ટ દેખાતી હતી હુ મુસાફરીએ નીકળી છુ એ કામદારો જાણતા હતા અને અમારી રાહ જોઈ રહ્યા હતા, એટલે ઠડીમા મારે સ્ટીમરના તૂતક પર જ ઊભા રહીને થોડો વખત આ બાજુ તો થોડો વખત બીજી બાજુ કામદારોના સત્કારનો હાથ હલાવીને જવાબ આપવો પડયો તે દિવસે મને જેટલી ઠડી લાગી તેટલી મારા જીવનમા ક્યારેય પણ લાગી ન હતી અમે છેવટે બ્રાઉનના જહાજવાડામા ઊતર્યા "ક્વીન મેરી" અને "ક્વીન એલીઝાબેથ" એ બન્ને સ્ટીમરો અહીં જ બધાઈ હતી અમે ગયા ત્યારે

એક જમ્બર વિમાનવાહક જહાજ તૈયાર થઈ રહ્યું હતું તે અમે તપાસ્યું. નદી પર બોંબમારો તો થયા જ કરતો હતો પરંતુ જ્યાલેનું બાંધકામ સંગીન રીતે આગળ વધી રહ્યું હતું. માગ ભારે આનંદ વચ્ચે સર ઉરી લોડરે અમને સંગીત સંભળાવ્યું અને ભાષણો સાંભળવા માટે એકઠા થયેલા કામદારોએ પણ તેમની સાથે ગાવામાં સર પુરાવ્યો.

યુદ્ધ પર ચઢેલી અને ભારે અનિશ્ચિતતા તથા સંકટની ક્ષણોમાંથી પસાર થઈ રહેલી પ્રજાનું આ દર્શન હતું. પરંતુ ઘણી વખત મને આશ્ચર્ય તો એ થયું છે કે યુદ્ધ પછીના વર્ષોમાં જીવન નભાવવામાં તથા જીવનની શુષ્કતા સ્વીકારવામાં લોકોએ કેવી શક્તિ અને મક્કમતા બતાવ્યાં હતાં. પરંતુ ખરી રીતે મને આશ્ચર્ય થવું જોઈએ નહિ, કારણ કે લોકો પર જે કંઈ વીત્યું હતું તે છતાં, તેમની સાથે વાત કરતાં મને ખાતરી થઈ હતી કે તેઓ દેશ માટે જીવવાનું અને દેશ માટે કામ કરવાનુ ચાલુ જ રાખશે. મારા પ્રશ્નોના જવાબ સ્કોટિશ અને અંગ્રેજ લોકોના કોઈ પણ ટોળાના વદન પર સ્પષ્ટ વાંચી શકાતા હતા.

બોંબમારાનો ભોગ બનેલા લોકોને જ્યાં કપડાં ફર્નીચર તથા બીજી જરૂરી વસ્તુઓ આપવામાં આવતી હતી એવા એક કેન્દ્રની મેં મુલાકાત લીધી ત્યારે એક બાળકને હાથમાં અને બીજાને આંગળીએ વળગાડીને આવેલી એક સ્ત્રીએ મને બહુ જ આનંદપૂર્વક કહ્યું; "આ ત્રીજી વખત અમે બોંબમારાનો ભોગ બન્યા છીએ, પરંતુ સરકાર અમને થોડી ઘણી મદદ આપે છે અને તમે લોકો અમેરિકાથી અમને કપડાં મોકલાવો છો. એટલે અમે ચલાવ્યે જઈએ છીએ અને મહત્ત્વની વાત તો એ છે કે અમારામાંથી કોઈને ઇજા થઈ નથી."

સ્વદેશ માટે વિદાય થતાં પહેલા, માર્ગા કાઝી, મોડ ગ્રે, ટોમી અને હું એક દિવસે વિંડસર કેસલની મુલાકાતે ગયાં, કારણ કે મારા પ્રવાસ વિષે હું રાણી એલિઝાબેથને વાત કહેવા માગતી હતી. તેમના દિવાનખાનામાં અમે વાત કરી રહ્યાં હતાં એટલામાં રાજા જ્યોર્જ કે જેમણે અમેરિકન વિમાની દળના સૈનિકોની મુલાકાતમાં તે દિવસ પસાર

કર્યો હતો, તેઓ બાળકો સાથે અમારી પાસે આવી પહોંચ્યા. રાજા જ્યોર્જને અને મને બન્નેને સખત શરદી થઇ હતી અને અમારા નાક પર અમારે ખાસી પેઠે ધ્યાન આપવુ પડતુ હતુ. અમે વિંડસર કેસલમાથી પાછા ફરતા હતા ત્યારે માસ કાકીએ બહુ જ આઘાત લાગ્યો હોય તેવા અવાજે મને કહ્યુ "ઇલિનોર, આજે મને જેટલુ શરમાવા જેવુ લાગ્યુ તેટલુ પહેલા ક્યારેય લાગ્યુ ન હતુ તમે નાક લૂછવા માટે નાનકડા સુતરાઉ ટુકડા વાપરતા હતા જ્યારે રાજા જ્યોર્જ કેવા સરસ લિનનના રૂમાલનો ઉપયોગ કરતા હતા તમારા આવા સુતરાઉ ટુકડા વિષે તેમણે શું ધાર્યું હશે!"

ઇલિયટ તેની ટુકડી સાથે આફ્રિકા ઉપડી ગયો તે પહેલા મે તેને મળી લીધુ હતુ. તેને જતો જોઇને મારું હૃદય ભારે થઈ ગયુ હતુ. છેવટે નવેમ્બરની ૧૫ મી તારીખે ગતની ટ્રેનમા પ્રેસ્ટવિક જવા ઉપડ્યા અને બીજે દિવસે વિમાનમા બેઠા.

બીજા ઉતારૂઓમા કેટલાક વિમાનીઓ પણ હતા. એક બોમ્બરનો હવાલો સોંપીને તેઓ અમેરિકા પાછા ફરતા હતા વિમાનમા ગરમી જાગવવાનુ યંત્ર ખોટુ પડી જવાથી, ધાબળાનો ગંજ અમારા શરીર પર ખડકવા છતા ઠંડી બહુ જ લાગતી હતી પ્રેસ્ટવિકમા બપોરનું ખાણુ લીધા પછી રાત્રે બે વાગે ગેન્ડર લેક ખાતે અમે ઊતર્યા ત્યા સુધી બીજુ કંઈ અમે ખાઈ શકયા ન હતા. જમીન પર પુષ્કળ બરફ પડેલો હોવા છતા વિમાન કરતા જમીન પર ઠંડી ઘણી ઓછી લાગતી હતી. અમે જમ્યા, શરીરમા ગરમાવો કર્યો અને છેવટે વિમાનની પાંખો પર બરફ પથરાઈ જવાથી થયેલી થોડી ઢીલ પછી અમે વિદાય થયા બીજે દિવસે સવારે અમે વૉશિંગ્ટનના વિમાની મથક પર સહીસલામત ઊતર્યા. મારા પતિ અમને લેવા માટે ત્યા સામા આવ્યા હતા.

આ રીતે મારો પહેલો યુદ્ધ પ્રવાસ પૂરો થયો.

× × × ×

હું ઘેર આવી પહોચી તે દિનસે ઇકવેડોરના પ્રમુખ મારે ત્યાં

ભોજનસમારંભ હતો અને મહેમાન રાત્રે પણ રોકાવાના હતા. હું કેટલાક અઠવાડિયાં પરદેશ હોવાથી એકાદ સાંજ તો મારા કુટુંબીઓ સાથે એકલા વાત કરવાની મઝા એમ ઇચ્છતી હતી, પરંતુ જાહેર જીવનમાં પડેલી વ્યક્તિ આ સુખ માટે હંમેશા ખાતરી રાખી શકે નહિ. કેટલાક અઠવાડિયા પહેલાં નક્કી થયેલી આ મુલાકાતમાં ફ્રૅંકલિન કુદરતી રીતે જ કંઈ ફેરફાર કરી શકે તેમ ન હતું.

થોડા વખતમાં જ હું જોઇ શકી કે બીજા પ્રવાસો પણ જલદી યોજાશે, જેમાં મારે કંઈ ભાગ લેવાનો નહિ હોય અને એ વિષે હું જેને ઓછું જાણું તે વધુ સારૂં છે. આવો પહેલો પ્રવાસ નાતાલ અને નવા વર્ષની રજા પૂરી થયા પછી તરત જ યોજાયો હતો. ૧૯૪૩ના જાન્યુઆરીની ૯મી તારીખે ફ્રૅંકલિન ફ્લોરિડામાં આવેલા મીયામી ખાતે જવા માટે ઊપડ્યા અને તા. ૧૨ મીએ કાસાબ્લાન્કા તરફ રવાના થયા. સમુદ્ર પર થઈને આ તેમનો પહેલો લાંબો વિમાની પ્રવાસ હતો અને મને આશા હતી કે તેઓ ઉડ્ડયનને પસંદ કરવા લાગશે, પરંતુ તેને બદલે વિમાની પ્રવાસ માટે તેમને પહેલા કરતા પણ વધુ અણગમો થઈ ગયો.

અલબત્ત, યુદ્ધના સમયમાં આ પ્રકારના વિમાની પ્રવાસમાં કેટલુંક અંગત જોખમ હતું જ, પરંતુ ફ્રૅંકલિને એ વિષે કદી વિચાર કર્યો ન હતો. પ્રમુખ ભલે ગમે તે કરે પણ તેને માટે એવી શકયતા હંમેશાં રહે જ છે અને થોડા વખત પહેલાં મેયર સરમેક માર્યા ગયા ત્યારે ફ્રૅંકલિન અને મે એ વિષે વાતચીત કરી હતી અને અમે એવા નિર્ણય પર આવ્યા હતા કે આ એવા પ્રકારનો ભય છે કે જે વિષે આપણે કંઈ જ કરી શકીએ તેમ નથી પોતે સપડાય કે ન સપડાય એની જેને પરવા જ ન હોય એવા માણસ સામે તમારું રક્ષણ થઈ શકે જ નહિ, પરંતુ સતત ભય અને શંકામાં પણ તમે રહી શકો નહિ, એટલે એક માત્ર ઉપાય એ છે કે ગમે તે પ્રકારના ભયનો વિચાર પણ મનમાંથી હાંકી કાઢવો અને કોઈપણ કામની સાથે સંકળાયેલા જોખમો ગમે તેવા હોય તેની પરવા કર્યા વિના તમારું કામ આગળ ધપાવવું

મેડમ ચ્યાંગ અમારે ત્યાંથી વિદાય થયા પછી તેમણે ખાસ ટ્રેનમાં પશ્ચિમ કિનારા સુધી આવતાં ને જતાં સમસ્ત અમેરિકામાં પ્રવાસ કર્યો. આ પ્રવાસ તેમના માટે ઘણો મુશ્કેલ અને પરિશ્રમ ભર્યો બન્યો હશે. પ્રવાસેથી પાછા ફર્યા બાદ તેમણે ટોમીને બહુ જ સંભાળપૂર્વક સવાલો પૂછ્યા. તેમના પગલેપગલે થોડા દિવસ પછી તેમની પાછળ મેં અને ટોમીએ પણ એ જ પ્રવાસ કર્યો હતો અને દરેક સ્થળે તેમના વિષે સાંભળ્યું હતું. મેડમ ચ્યાંગને આશ્ચર્ય એ વાતનું થતુ હતું કે તેમની સાથે ૪૦ માણસો હોવા છતાં જે જે વસ્તુઓ કરવાનું જરૂરી હતું તે થઈ શકતી નહિ તો અમે એકલાં કેવી રીતે પ્રવાસ કરી શક્યાં! તેણે ટોમીએ પૂછ્યું કે તમારો સામાન કોણ પેક કરતું હતું? ટોમીએ જવાબ આપ્યો કે "મારો સામાન હું પેક કરતી હતી અને શ્રીમતી રૂઝવેલ્ટનો સામાન તેઓ પોતે પેક કરતાં હતાં." એ પછી તેણે પૂછ્યુ કે ટેલિફોન પર જવાબ કોણ આપતું હતું? ટોમીએ જવાબ આપ્યો કે "જે કોઈ ટેલિફોનની પાસે હોય તે જવાબ આપતા અને કેટલીક વખત શ્રીમતી રૂઝવેલ્ટ માગ નામે જવાબ આપી દેતાં." એ પછી ટપાલ અને તાર વગેરે કોણ સંભાળતુ એ પણ તેમણે પૂછ્યુ અને તેને કહેવામાં આવ્યુ કે અમે બન્ને સંયુક્ત રીતે એ કામ સંભાળતાં હતાં. એ પછી તેમનો બીજો સવાલ એ હતો કે કપડાંની સંભાળ કોણ લેતું હતુ? ટોમીએ જવાબ આપ્યો કે જો કપડાંની ઈસ્ત્રી કરવાની જરૂર પડે તો અમે હોટેલના માણસને એ કામ સોંપતા. છેવટે મેડમે મારી સલામતી અંગે સવાલ પૂછ્યો. ટોમીએ સમજાવ્યું કે "બધાનું વર્તન અમારા પ્રત્યે સારું હોવાથી અમને "રક્ષણ" જરૂરી લાગતું ન હતું, પરંતુ જુદાજુદા શહેરોમાં ઐશક ટ્રેન પર અમારો સત્કાર કરવા માટે અને અમને વિદાય આપવા માટે તથા લોકોનું મોટું ટોળું હોય તેથી અમને મોટરમાં ફેરવવા માટે કેટલાક માણસો સાથે ગોઠવણ કરવામાં આવતી હતી; પરંતુ તેનો આધાર સર્વાંશે સ્થાનિક સત્તાધીશો પર રહેતો. તેમને યોગ્ય લાગે તેવી ગોઠવણ તેઓ કરતા."

મેં રક્ષણ કદી માગ્યું નથી. અને ઇચ્છયું નથી આટલા બધા માઇલોના મારા પ્રવાસમાં અને અનેક સ્થળોની મુલાકાતમાં મારે કદી પણ અણગમતો પ્રસંગ અનુભવવો પડ્યો નથી. લોકો કોઇ વખતે વધારે પડતા ઉત્સાહી બની જતા પરંતુ તેમનો હેતુ હંમેશાં સારો હતો અને મને લાગતું કે મારા પતિ પ્રત્યેની લાગણીના કારણે તેઓ મને આટલો ઉત્સાહ ભર્યો આવકાર આપે છે. એક વખત મારા મફલરનો છેડો કોઇએ યાદગીરી તરીકે ખેંચી કાઢયો હતો, પરંતુ એથી વિશેષ ગંભીર ક્યારેય પણ બન્યું નથી.

અમને રક્ષણની જરૂર પડતી જ નહિ એ એક એવી વસ્તુ હતી કે જે મેડમ ચ્યાંગ કાઇ શેક સમજી શકતાં નહિ, પરંતુ ચીનની અશાંત પરિસ્થિતિ અને ત્યાં લાંબા વખત સુધી ચાલી રહેલા યુદ્ધનો આપણે ખ્યાલ કરીએ છીએ ત્યારે અમેરિકામાં રક્ષણની જરૂર પડતી જ નહિ એ સમજવામાં તેમની મુશ્કેલી આપણે સહેલાથી સમજી શકીએ છીએ.

એપ્રિલમાં મેકિસકોના કેટલાક યુદ્ધ કારખાનાનું નિરીક્ષણ કરવા માટે અને મેકિસકોના પ્રમુખને મળવા માટે હું ફ્રેંકલિન સાથે પ્રવાસે ગઇ હતી. મારા માટે એ ઘણી રસપ્રદ મુસાફરી હતી, કારણકે મેકિસકોની મારી એ પહેલી જ મુલાકાત હતી.

ભોજનમાં મેકિસકોની જે આતિથ્યભાવના વ્યક્ત થતી અને અમે જેના સંપર્કમાં આવતા તેઓ અમારા પ્રત્યે જે માયાળુતા બતાવતા તેની બહુ જ સરસ છાપ અમારી આખી મંડળી પર પડી. મેકિસકો આપણી સાથે બહુ જ નિકટની પાડોશભાવના ધરાવે છે એવી પ્રતીતિ સાથે અમે પાછા ફર્યા. હુ માનુ છું કે મારા પતિને તો પહેલાં પણ મેકિસકોના લોકો પ્રત્યે મૈત્રી અને નિકટતાનો ભાવ હતો જ, પરંતુ અમારામાંથી ઘણાને માટે આ નવો અનુભવ હતો.

દેશના દરેક કુટુંબની જેમ અમે પણ અમારા પુત્રોના પત્રોની આતુરતાથી રાહ જોતા. નૌકાખાતામાં કામ કરનારા પુત્રો અવારનવાર બંદરમાં આવતા અને કેટલીક વખત તેમની સાથે ઊડતુ મિલન થતું

મેડમ ચ્યાંગ અમારે સાથી વિદાય થયા પછી તેમણે ખાસ ટ્રેનમાં પશ્ચિમ વિભાગ સુધી આવતાં ને જતાં સમસ્ત અમેરિકામાં પ્રવાસ કર્યો. આ પ્રવાસ તેમના માટે ઘણો મુશ્કેલ અને પરિશ્રમ ભર્યો બન્યો હશે. પ્રવાસેથી પાછા ફર્યા બાદ તેમણે ટોમીને બે જ સવાલપૂર્વક સવાલો પૂછ્યા. તેમના પગલેપગલે થોડા દિવસ પછી તેમની પાછળ મેં અને ટોમીએ પણ એ જ પ્રવાસ કર્યો હતો અને દરેક સ્થળે તેમના વિષે સાંભળ્યું હતું. મેડમ ચ્યાંગને આશ્ચર્ય એ વાતનું થતું હતું કે તેમની સાથે ૪૦ માણસો હોવા છતાં જે જે વસ્તુઓ કરવાનું જરૂરી હતું તે થઈ શકતી નહિ તો અમે એ ના કેવી રીતે પ્રવાસ કરી શકતા? તેણે ટોમીએ પૂછ્યું કે તમારો સામાન કોણ પેક કરતું હતું? ટોમીએ જવાબ આપ્યો કે "મારો સામાન હું પેક કરતી હતી અને શ્રીમતી રૂઝવેલ્ટનો સામાન તેઓ પોતે પેક કરતા હતા." એ પછી તેણે પૂછ્યું કે ટેલિફોન પર જવાબ કોણ આપતું હતું? ટોમીએ જવાબ આપ્યો કે "જે કોઈ ટેલિફોનની પાસે હોય તે જવાબ આપતા અને કેટલીક વખત શ્રીમતી રૂઝવેલ્ટ મારા નામે જવાબ આપી દેતા." એ પછી ટપાલ અને તાર વગેરે કોણ સંભાળતું એ પણ તેમણે પૂછ્યું અને તેને કહેવામાં આવ્યું કે અમે બન્ને સંયુક્ત રીતે એ કામ સંભાળતા હતા. એ પછી તેમનો બીજો સવાલ એ હતો કે કપડાની સંભાળ કોણ લેતું હતું? ટોમીએ જવાબ આપ્યો કે જો કપડાની ઇસ્ત્રી કરવાની જરૂર પડે તો અમે હોટેલના માણસને એ કામ સોંપતા. છેવટે મેં મેં મારી સલામતી અંગે સવાલ પૂછ્યો. ટોમીએ સમજાવ્યું કે "બધાનું વર્તન અમારા પ્રત્યે સારું હોવાથી અમને "રક્ષણ" જરૂરી લાગતું ન હતું. પરંતુ જુદાજુદા શહેરોમાં સ્ટેશન ટ્રેન પર અમારો સત્કાર કરવા માટે અને અમને વિદાય આપવા માટે તથા લોકોનું મોટું ટોળું હોય તેથી અમને મોટરમાં ફેરવવા માટે કેટલાક માણસો સાથે ગોઠવણ કરવામાં આવતી હતી. પરંતુ તેનો આધાર સર્વોરી સ્થાનિક સત્તાધીશો પર જ રહેતો. તેમને યોગ્ય લાગે તેવી ગોઠવણ તેઓ કરતા."

મેં રક્ષણ કદી માગ્યું નથી. અને ઇચ્છયું નથી આટલા બધા માઇલોના મારા પ્રવાસમાં અને અનેક સ્થળોની મુલાકાતમાં મારે કદી પણ અણગમતો પ્રસંગ અનુભવવો પડયો નથી. લોકો કોઇ વખતે વધારે પડતા ઉત્સાહી બની જતા પરંતુ તેમનો હેતુ હંમેશાં સારો હતો અને મને લાગતું કે મારા પતિ પ્રત્યેની લાગણીના કારણે તેઓ મને આટલો ઉત્સાહ ભર્યો આવકાર આપે છે. એક વખત મારા મફલરનો છેડો કોઇએ યાદગીરી તરીકે ખેંચી કાઢયો હતો, પરંતુ એથી વિશેષ ગંભીર ક્યારેય પણ બન્યું નથી.

અમને રક્ષણની જરૂર પડતી જ નહિ એ એક એવી વસ્તુ હતી કે જે મેડમ ચ્યાંગ કાઇ શેક સમજી શકતાં નહિ, પરંતુ ચીનની અશાંત પરિસ્થિતિ અને ત્યાં લાંબા વખત સુધી ચાલી રહેલા યુદ્ધનો આપણે ખ્યાલ કરીએ છીએ ત્યારે અમેરિકામાં રક્ષણની જરૂર પડતી જ નહિ એ સમજવામાં તેમની મુશ્કેલી આપણે સહેલાથી સમજી શકીએ છીએ.

એપ્રિલમાં મેક્સિકોના કેટલાક યુદ્ધ કારખાનાનું નિરીક્ષણ કરવા માટે અને મેક્સિકોના પ્રમુખને મળવા માટે હું ફ્રેંકલિન સાથે પ્રવાસે ગઈ હતી. મારા માટે એ ઘણી રસપ્રદ મુસાફરી હતી, કારણકે મેક્સિકોની મારી એ પહેલી જ મુલાકાત હતી.

ભોજનમા મેક્સિકોની જે આતિથ્યભાવના વ્યકત થતી અને અમે જેના સંપર્કમા આવતા તેઓ અમારા પ્રત્યે જે માયાળુતા બતાવતા તેની બહુ જ સરસ છાપ અમારી આખી મડળી પર પડી. મેક્સિકો આપણી સાથે બહુ જ નિકટની પાડોશભાવના ધરાવે છે એવી પ્રતીતિ સાથે અમે પાછા ફર્યા. હું માનુ છુ કે મારા પતિને તો પહેલાં પણ મેક્સિકોના લોકો પ્રત્યે મૈત્રી અને નિકટતાનો ભાવ હતો જ, પરંતુ અમારામાથી ઘણાને માટે આ નવો અનુભવ હતો.

અત્યંત પ્રેમ સાથે,
ફ્રેંકલિન જુનિયર

હું માનું છું કે યુદ્ધ દરમ્યાન મેં મારાં બાળકોને વિદાય આપી ત્યારે મારા હૃદયમાં જે ભાવો જાગ્યા હતા, તેવા જ ભાવ દરેક માતાના દિલમાં જાગ્યા હશે; આ મિલન કદાચ છેલ્લું જ બને એવો ખ્યાલ પણ મારા મનમાં ઝબકી ગયો હતો. તમારાં બાળકો યુદ્ધનો ભોગ બને અને ફરી પાછાં ન આવે તો દિલમાં શું શું થાય તેનો આ એક પ્રકારનો પ્રાથમિક અનુભવ હતો.

૧૯૪૩નો મે માસ અત્યંત પ્રવૃત્તિમય હતો. બોલિવિયાના પ્રમુખ અને તેમના પરદેશ પ્રધાન બે જુદા જુદા પ્રસંગોએ વ્હાઇટ હાઉસમાં આવીને રહી ગયા. ચેકોસ્લોવાકિયાના પ્રમુખ બેનેસ અને કેનેડાના વડા પ્રધાન મૅકેન્ઝી કીંગ એ બન્ને પણ એક એક રાત અમારે ત્યાં રહી ગયા અને એ પછી લાઇબેરિયાના પ્રમુખ તથા ચૂંટાયેલા નવા પ્રમુખ પણ આવ્યા. કાસાબ્લાંકાથી પાછા ફરતાં મારા પતિએ લાઇબેરિયાની લીધેલી મુલાકાતના સીધા પરિણામ રૂપે આ મુલાકાત હતી.

તમે તેયુ હોવાથી, મા દ ના નામા અને ? ગી ત્યા ઠોએ તે લેવા માટે આવવામા પણ તમનદ઼ુંદાય ગ્સ પડ્યા

મે તરત જ સ્વાઇનકેનન અને બીજા ગાપુઆ ખાતેના અમરિકન સ્થાને મળવા ક્ના માટે મન્જૂત દિમાસત મ્રી યુદ્ધની નરૂઆતમા ત્યા નરનન ખાતે જખ્મી થયેનાઓને તથા પડેના નૈ । આક્રમણ જૂથ (જેમની સાથે ઓ ી હતો)માથી ઉગના ને પશ્ચિમ વિનાગ પરની હોસ્પિટલામા નાવવામા આવ્યા હતા અને આ હોસ્પિટલોની મ આગી પડ મુનાગતા નીધી હતી અ । માગ પતિ । સ્પષ્ટ રીતે જ ાન્યુ હતુ કે હુ પેસિફિ વિસ્તા મા હાઉ તે વખતે પણ, જે સ્થળોએ આ માણસોએ પોતાની તંદુરસ્તી ગુમાવી અથવા જ્યા તેઓ ન્મી થયા એ સ્થળોની મુનાકાત મને લેવા દેવામા ન આવ તો પશ્ચિમ વિના । પની આ હોસ્પિટલામા વાનુ મા । માટે રણ ન ર ન થ પ । ઉપર તમણે નમતુ આપ્યુ અને નૌકાસેનાપતિઓ તથા ગ મિ ન વસે પરના પત્રો માગ હાથમા મ રા આ પત્રોમા તેમણે જણા યુ તુ કે ' તે શ્રીમતી રૂઝવેલ્ટની મુનાકાત યહના સચાલનમા ખલરૂપ ન । તેમ

પહેલાં હાઈડ પાર્કમાં અમે થોડો વખત સાથે રહી શક્યાં. મારી મુલાકાત ગુપ્ત ગખવી એવો નિર્ણય કરવામાં આવ્યો હતો એટલે મેં મારી હમેશની દિનચર્યા રાખેતા મુજબ ચાલુ રાખી હતી. વડા પ્રધાન ચર્ચિલ તે વખતે અમારે ત્યાં હતા અને તેઓ હજુ પણ કોઈ કોઈ વખત વાત કરે છે કે તે રાત્રે ભોજન વખતે, બીજે દિવસે હું દક્ષિણપશ્ચિમ પેસિફિક જવા માટે ઊપડવાની છું એમ જ્યારે મેં જાહેર કર્યું ત્યારે તેમને કેટલું બધું આશ્ચર્ય થયું હતુ ! તેઓ આ સાંભળીને સ્તબ્ધ થઈ ગયા અને પૂછ્યુ : "તમારા કાર્યક્રમ વિષે તમે શું નક્કી કર્યુ છે ?" મેં તેમને કહ્યુ કે બધી યોજનાઓ નક્કી થઈ ગઈ છે અને કાર્યક્રમ પણ ઘડી કાઢવામાં આવ્યો છે.

મારા પ્રવાસનું નક્કી થયુ કે તરત જ અમેરિકન રેડક્રોસના ચૅરમૅન નોર્મન ડેવિસને હું મળવા ગઈ હતી અને તેમને પૂછ્યુ કે "રેડક્રોસના જુદાં જુદાં મથકો અને અશાંતિનાં સ્થળો હું જોવા જાઉં તો હું તમને કંઈ મદદરૂપ થઇ શકું કે ?" આ રીતે હું એમ બતાવવાની આશા રાખતી હતી કે હું માત્ર યુદ્ધવિસ્તારમા નડતરો ઊભા કરવા માટે દોડા દોડી કરતી ન હતી, પરંતુ ગંભીર પ્રકારનુ કામ કરી રહી હતી. શ્રી. ડેવિસે મને તરત જ જવાબ આપ્યો કે "તમે બહુ જ ઉપયોગી થઈ શકશો, કારણ કે રેડક્રોસના કામના નિરીક્ષણ માટે કોઈને મોકલવાનો હું વિચાર કરતો જ હતો: એ પછી મેં પેસિફિકના જે જે વિસ્તારની મુલાકાત લીધી ત્યાની રેડક્રોસ પ્રવૃત્તિનું બહુ જ ધ્યાનપૂર્વક નિરીક્ષણ કર્યું.

હું એક વ્યાપારી વિમાનમા સાનફ્રાન્સિસ્કો પહોંચી અને હવાઇ ટાપુ માટે વિદાય થતા પહેલા ત્યા એક દિવસ પસાર કર્યો.

હવાઈ ટાપુની મારી પહેલી ઝાંખી વહેલી સવારના સમયે થઈ હતી. હવાઈ પછી અમે, મારા પતિ જેને "વ્યવહાર માર્ગોના રક્ષણ માટેના ટાપુઓ" કહેતા, તેમની મુલાકાત અમે લેવાના હતા. અહીં આપણા માણસોને સતત તકેદારી ગખવી પડતી હતી, પરંતુ તેઓ ભાગ્યે જ કઈ પણ દુશ્મન પ્રવૃત્તિ જોતા, એટલે તેમનો જુસ્સો અને જે કામ તેમને

કરવાનું હતું તેમાં રસ જાળવી રાખવાનું તેમના માટે ઘણું મુશ્કેલ હતું.

એટલું તો ચોક્કસ કે યુવાન સૈનિકો સલામત કામની વધી રાખતા નથી અને તેમને એવું કામ જોઇતું પણ નથી, માણસો પર પરિસ્થિતિની અસર થવા લાગી હતી. તમાપણ તેમનું કામ સારી રીતે કરતા હતા. તેમણે માણસોની સર્વાંગ શારીરિક તપાસ કરી અને જે ખામીઓ તેમના જોવામાં આવી તે સુધારી રેડક્રોસવાળા આ સૈનિકોના મનોરંજનના જુદા જુદા ઉપાયો અમલમાં મૂકવાની કોશિશ કરતા હતા; પરંતુ એ જીવન જ અસ્વાભાવિક હતું. આ અસ્વાભાવિક જીવનની પહેલી ઝાંખી, હું જ્યારે મારા પ્રવાસના પહેલા રોકાણ તરીકે ક્રીસ્મસ ટાપુ પર ઊતરી, ત્યારે મને થઈ. યુવાન લેફ્ટેનન્ટ કર્નલે મારી સામે જોયું અને કહ્યું: "દસ મહિનામાં પહેલી જ વાર મેં તમને—એક ગોરી મહિલાને જોયાં છે."

આ પ્રવાસમાં મને વારંવાર એવી ઇચ્છા થયા કરતી કે આ માણસો જેમને જોવા માટે ઝંખતા તે માતા, પ્રિયતમા, પત્ની કે બહેનના રૂપમાં હું ફેરવાઇ જાઉં તો કેવું સારું! પરંતુ તમે એક પ્રતીક છો એમ તમારી જાતને મનાવવું અને આ માણસોના સેનાપતિને તેમનામાં એટલો બધો રસ છે કે પોતાની પત્નીને તેઓ સંદેશો લઇને મોકલે છે એમ કહેવું એ એક વાત છે, પણ આ યુવાનોને ખરેખર શું જોઇએ છે એ તમે જાણતા હો છતાં એ માટે કંઈ જ ન કરી શકો એ એક બીજી જ વસ્તુ છે.

ક્રીસ્મસ ટાપુ પર એ પ્રદેશના લાક્ષણિક માંકડોનો મને પહેલો અનુભવ થયો. જે યુવાન અમલદારે તેનું નિવાસસ્થાન મને સોંપ્યું તેણે નળ વગેરે સાધનોની વિચિત્રતા તો મને બતાવી પરંતુ હું તેને એ પૂછતાં ભૂલી ગઇ હતી કે ટાપુ પર એવાં કોઈ પ્રાણીઓ છે ખરાં કે જેમની સામે આપણે સાવચેતીનાં પગલાં ભરવાં પડે?

ભોજન પછી હું ઓરડામાં ગઈ અને બત્તી કરી ત્યારે મેં જોયું કે જમીન નાના નાના લાલ માંકડોથી ઢંકાઈ ગઈ હતી. આ દૃશ્ય એવું હતું કે ચીસ પાડી બેસવાની નામોશીભરી સ્થિતિમાં હું લગભગ આવી ગઈ હતી. પણ બરાબર સમયસર મને યાદ આવી ગયું કે ટાપુ

પર હું એક જ સ્ત્રી છું અને ચીસ પાડવાથી સનસનાટી ફેલાઈ જશે. એટલે ચીસ પાડવાને બદલે મેં જમીન પર પગ પછાડ્યા અને બધા નાનકડા માંકડો જમીન પરની તડમાંથી નીચે ઊતરી ગયા.

બીજા બધા વિસ્તારોની જેમ આ ટાપુ પર પણ સૈનિકો જે કંઈ કરતા હતા તે બધું મેં જોયું. શરૂઆતથી જ હું મારા પુત્રોની સલાહ અનુસાર વર્તતી હતી અને મારા પુત્રો અમલદારો હતા એ જોતાં આ વસ્તુ મારા માટે બહુ અભિમાન લેવા જેવી ન હતી. મારા પુત્રોએ મને કહ્યું હતું કે, "મા, દરેક ખાણું સેનાપતિઓ સાથે જ ન લેશો. નાના અમલદારો સાથે પણ કોઈ કોઈ વખત ખાણું લેવા બેસજો અને તમને બધું બતાવવા માટે પણ કોઈ નાનો અમલદાર તમારી સાથે ફરે એવી ગોઠવણ કરજો. વળી સૈનિકો સાથે પણ એકાદ ખાણું લેજો જ"

આ છેલ્લી સૂચનાનું પાલન કરવાનો એક માત્ર માર્ગ એ હતો કે વહેલા ઊઠીને સૈનિકોની સાથે છ વાગ્યા પહેલાં નાસ્તો લેવો. મારાથી બની શકે એટલી વખત મેં એ પ્રમાણે કર્યું. મને તેનો બદલો એ લોકો સાથેની વાતચીતમાં સારી રીતે મળી રહેતો. શરૂઆતમાં જરા સંકોચ થતો પણ ધીમે ધીમે સંકોચ દૂર થતો અને એ લોકો ખુલ્લા દિલથી વાત કરતા તથા ઘણા અમેરિકન શહેરીઓના જીવનમાં મને ડોકિયું કરાવતા.

લગભગ દરેક ટાપુ પર ચોક્કસ પ્રકારનું જીવન હતું. દરરોજ રાત્રે ફિલ્મો બતાવવામાં આવતી અને ધોધમાર વરસાદ પડતો, તો પણ આ માણસો વરસાદી કોટના કોલર ઊંચા કરીને બેસી રહેતા. માત્ર ફિલ્મો બતાવવાનો સરંજામ ઢંકાયેલો રાખવાની કાળજી લેવાતી. બીજા મનોરંજનનો આધાર મુખ્યત્વે ખાસ વિભાગના લોકોની અને રેડક્રોસની ચતુરાઈ પર રહેતો અને સરંજામ માટેની ઘણી વિનંતિઓ સાથે હું ઘેર પાછી ફરી હતી. પેસિફિકમાં જહાજોની મુસ્કેલી હંમેશાં રહેતી; રેડક્રોસ અથવા બીજી કોઈ સંસ્થા પર જ્યારે અનાવડતનો આક્ષેપ મુકાતો ત્યારે તેમનો જવાબ એ હતો કે લશ્કરી સત્તાધીશો પાસેથી તેઓ જહાજોમાં

પૂરતી જગ્યા મેળવી શક્યા નહતા.

હું સાનફ્રાન્સિસ્કોથી વિદાય થઈ ત્યારે મને લાગતું હતું કે માર્ગમાં કોઈક સ્થળે ધતુરવાનો મારે ફરીથી ભોગ બનવું પડશે. બીજા બધા હુમલાઓમાંથી હું એટલી સહેલાઈથી પસાર થઈ હતી કે, બોરા-બોરા ખાતેની નૌકાહોસ્પિટલમા હું નિશ્ચિત રીતે દાખલ થઈ. એ પછી મારો હાથ ફૂલવા લાગ્યો અને આવી હાલતમાં લોકો કેટલા બેચેન બની શકે છે એનો કેટલાક દિવસો સુધી મને બરાબર અનુભવ થયો. પરંતુ આ વિષે બીજું કંઈ થઈ શકે તેમ ન હોવાથી, જેમ બને તેમ એ ભૂલવાનો મેં પ્રયાસ કર્યો, કારણ કે મારો બધો કાર્યક્રમ નક્કી થયેલો હતો. અને મારે યોજના પ્રમાણે આગળ ધપવાનું હતું. આ યોજના અનુસાર સત્તર ટાપુઓની મેં મુલાકાત લીધી. વધુમાં ન્યુઝીલેન્ડનું પાટનગર અને ત્યાંના બીજાં સ્થળો, ઓસ્ટ્રેલિયાના પૂર્વ કિનારા પરના મોટાં શહેરો અને ઉત્તરના ભાગની સંખ્યાબંધ છાવણીઓ તથા હોસ્પિટલોની પણ મેં મુલાકાત લીધી.

હું જ્યારે નોમિઆ પહોંચી અને એડમિરલ હેલ્સેને મળી ત્યારે, મારા પતિએ આપેલા પત્રો મેં તેમને સોંપ્યા. મારા આગમન વિષે પોતાને કેટલી ચિંતા થતી હતી એ એડમિરલે વર્ણવેલું છે. જેટલી ચિંતા તેમને થતી હતી તેટલી જ મને થતી હતી, પરંતુ બની શકે એટલી સારી રીતે આ કામ બજાવવાનો મેં નિશ્ચય કર્યો હતો અને શક્ય હોય તો ગ્વાડલકેનલ જવાનો પણ મેં નિશ્ચય કર્યો હતો. આ વિષે એડમિરલે શું નક્કી કર્યું હતું તેનો ઈસારો સરખો પણ તેમણે મને થવા દીધો નહિ અને મને સાફ સાફ જણાવ્યું કે પહેલાં મારે ન્યુઝીલેન્ડ અને ઓસ્ટ્રેલિયા જવાનુ છે અને મારા પાછા ફર્યા પછી તેઓ એ વિષે નિર્ણય કરશે. હું ત્યાંથી વિદાય થઈ તે પહેલાં તેમના વલણમાં સહેજ ફેરફાર થયેલો મને લાગ્યો. કદાચ જે હોસ્પિટલો અને જુદાજુદા સ્થળોની મેં મુલાકાત લીધી હતી ત્યાથી સારા હેવાલો તેમને મળ્યા હશે.

અમેરિકામાં મંદીનાં વર્ષો દરમ્યાન મેં જે ઘણા પ્રવાસ કર્યા હતા

તેનુ એક અણધાર્યું પરિણામ આવ્યુ હતુ, એ હોસ્પિટલોના વોર્ડોમા ફરતી વખતે હુ સ્પષ્ટ જોઈ શકી ઘણી વખત હુ કોઈ બીમાર જુવાન સાથે વાત કરતી ત્યારે તે મને કહેતો કે કોઈ સસ્થાની સ્થાપના પ્રસગે અથવા બીજા કોઈ પ્રસગે યોજાયેલા માર ભાષણ વખતે તેણે મને જોઈ હતી, એ પછી જો હુ તેના ગામ વિષેની કોઈની વસ્તુની યાદ આપતી તો તેના ચહેરા પર દીપ્તિ ફરી વળતી, અને મને લાગતુ કે દરરોજ હુ જે અસખ્ય માઇલોનો પ્રવાસ કરતી હતી તે સાર્થક હતો

હુ ન્યુઝીલેન્ડમા હતી ત્યારે આપણા સૈનિકોની ભારે મહેમાનગીરી કરનાર માઓરી લોકોના વતન રોટોરૂઆની મે મુલાકાત લીધી મુખ્ય માર્ગદર્શક રગી જેમણે મારી સાથે ફરીને મને બધુ બતાવ્યુ હતુ તે એક અદ્ભુત, તેજસ્વી, બુદ્ધિમતી અને ગૌરવભરી સ્ત્રી હતી ગરમ પાણીના ઝરાઓવાળો આ પ્રદેશ નાનકડા યલોસ્ટોન પાર્ક જેવો હતો એક સ્થળે તો કેટલાક કુટુબો રસોઈ કરવા માટે આ ઝરાના પાણીનો ઉપયોગ કરતા હતા તેઓ પાણી પર રસોઈના વાસણો મૂકી દેતા મે મૂર્ખાઇ કરીને રગીને પૂછ્યુ કે 'આવી રીતે ખાણુ પકાવ્યુ એ શુ જોખમ ભરેલુ નથી? અને બીજાના વાસણોમાથી બાળકો ખોરાક ચોરી લેતા નથી કે?' રગીએ ગૌરવથી જવાબ આપ્યો કે તેમના બાળકોને ચોરી ન કરવાનુ શિક્ષણ આપવામા આવે છે આ નાનકડા ટપકા માટે હુ લાયક હતી અને આપણા બાળકોનુ શિક્ષણ પણ હમેશા એટલુ જ સફળ બનવા વિષે હુ ખાતરી દર્શાવી શકુ એમ હુ ઉત્કટ રીતે ઇચ્છતી હતી, અલબત્ત, માઓરીની બાબતમા તો તેમની કેળવણી સફળ બનશે એમ માની જ લેવાનુ હતુ

હુ ઓસ્ટ્રેલિયા પહોચી ત્યારે કર્નલ હોજસન, લેફ્ટેનન્ટ જનરલ આર એન આઇશેલબર્ગર અને તેમના મદદનીશ બ્રિગેડિયર જનરલ સી ઈ બાયર્સ મારી રાહ જોઈ રહ્યા હતા અને તેમણે મને કહ્યું કે મારો પ્રવાસ સારી રીતે યોજાયેલો હતો હુ કેટલાક દિવસ કેનબરા ખાતે ગવર્નર જનરલ અને તેમના પત્ની લોર્ડ અને લેડી

વૉશિંગ્ટન પાછા ફર્યા પછી મારા વિષે એક વાત કહેવામા આવી છે અને તે સાચી છે મેં પાછા ફર્યા પછી એક કુમારીને ફોન કરીને કહ્યુ કે "હુ મિસિસ રૂઝવેલ્ટ છુ અને જેની સાથે તમારૂં સગપણ થયુ છે તેનો સદેશો લાવી છુ." એ કુમારીએ જવાબ આપ્યો: "મારી મશ્કરી ન કરો. તમે કોને બનાવો છો?"

તેને એમ લાગ્યુ કે મારા નામે કોઈ બીજુ જ ફોન કરીને તેને બનાવતું હતુ. છેવટે મેં જ્યારે તેને નાનકડો પત્ર લખ્યો ત્યારે જ એ વાત તેના માનવામા આવી.

ઑસ્ટ્રેલિયા ખાતેની મારી છેલ્લી રાત્રે મેં શ્રીમતી ડગ્લાસ મેકાર્થર સાથે ભોજન લીધુ પરતુ જનરલ મેકાર્થર સાથે મારી મુલાકાત ન થઈ, કારણ કે તેઓ એ વખતે ન્યુગીયાનામા હતા અને તેમને લાગ્યુ કે ત્યા જે ખતરો હતો તે જોતા મને ત્યા આવવા દેવી જોઈએ નહિ.

નોમિઆ પાછા ફર્યા પછી પણ મને ગ્વાડલકેનલ જવા દેવામા આવશે કે મારે ઘર ભણી સિધાવવુ પડશે એ હુ જાણતી ન હતી. છેલ્લી સાજે, ઍડમિરલ હેલ્સેએ મારા માટે ગોઠવેલો બધો કાર્યક્રમ બતાવવામા દિવસ ગુજાર્યા બાદ, તેમણે શાતિથી જાહેર કર્યું કે બીજે દિવસે સવારે મારે ઍફેટ જવા માટે રવાના થવાનુ હતુ. મારે એ ટાપુના નામનો ઉલ્લેખ કરવાનો ન હતો કારણ કે જાપાનીઓએ તેના પર કદી બોબમારો ચલાવ્યો ન હતો અને આપણી કેટલીક મોટી હૉસ્પિટલો ત્યા હતી. આપણે એ ટાપુમા મુકામ જમાવ્યો હતો એની ખબર જાપાનીઓને ન પડે એવી તેઓ આશા રાખતા હતા. ઍફેટ ટાપુમાથી મારે ઍસ્પીરીટુ સાન્ટો અને ત્યાથી ગ્વાડલકેનલ જવાનુ હતુ. બીજા દિવસે સવારે હુ સમયસર તૈયાર થઈ ગઈ હતી એ કહેવાની જરૂર છે ખરી?

એ પછીના કેટલાક દિવસો પ્રવૃત્તિથી ભરચક હતા અને કેટલીક રીતે મારા સમગ્ર પ્રવાસમા સૌથી વધુ રસપ્રદ હતા, એટલે એ વખતની મારી રોજનીશી અહી ટાકવા જેવી છે.

સવારના ૬ વાગ્યા સુધીમાં અમે ગ્વાડલકેનલ પહોંચી ગયાં અને વિમાનીમથક પરના અમલદાર સાથે અમે નાસ્તો લીધો.

લશ્કરી અમલદારો મને લેવા માટે આવી પહોંચ્યા અને અમે રવાના થયા ત્યારે વિમાની મથકમાં કામ કરનારા માણસો આવી રહ્યા હતા. કૅાલેરા સ્થાને અને મેં ટ્રકમાંથી અમારા મોં બહાર કાઢીને હાથ હલાવ્યા. પહેલાં તો બધાના મોં પર આશ્ચર્ય ફરી વળ્યું પરંતુ એક સૈનિક મોટા અવાજે બોલી ઊઠ્યો : "અરે! આ તો એલિનોર છે." આ ઉદ્‌ગારોને એક પ્રશંસા તરીકે લેવા કે એને માટે શરમાવું એનો હું હજુ પણ નિર્ણય કરી શકી નથી; પરંતુ તેઓ સ્ત્રીઓને જોઈને એટલા ખુશ થઈ ગયા હતા કે અમારે હસતાં જ રહેવું પડ્યું અને હાથ હલાવતા રહેવું પડ્યું. સૈનિકોને મારા પ્રત્યે અદબ વિના વર્તતા જોઈને મારી સાથે આવેલા અમલદારો હેરાન થઇ ગયા, એટલે આ બધું મને ગમતું હોય એવો મારે દેખાવ કરવો પડ્યો.

ટાપુનો આ ભાગ આપણા કબજામાં આવ્યા પછી ત્યાં થયેલા તમામ સુધારાઓ મેં નજરોનજર તપાસ્યા. ટાપુની બીજી બાજુએ હજુપણ કેટલાક જાપાનીઓ હોવાનુ મનાય છે અને કેટલાક વિમાની હુમલાઓ થાય છે.

ગ્વાડલકેનલ ખાતેની જે કેટલીક વસ્તુઓ મારા માટે અવિસ્મરણીય બની છે તેમાંની એક ત્યાંના કબ્રસ્તાનની મારી મુલાકાત છે. ત્યાંનું નાનકડું દેવળ ટાપુના વતનીઓએ જ બાંધ્યુ હતું અને સૈનિકોને આપ્યુ હતું. તેમણે દેવળમાં વેદી અને વેદીનાં વાસણો પણ બનાવ્યાં હતા. તેમાં સરસ કોતરકામ કરવા ઉપરાંત તેમણે દેવળને પ્રતીકોથી શણગાર્યું હતુ. આ પ્રતીકો તેમના માટે અર્થસૂચક હતાં. કેટલાંક પ્રતીકો મચ્છીઓનાં હતા કે જેનો અર્થ તેમની દષ્ટિએ દીર્ઘાયુષ, શાશ્વત જીવન વગેરે થતો હતો. કબ્રસ્તાનમાં હું જતી ત્યારે ધર્મ અને પશ્ચાદ્‌ભૂમિની ભિન્નતા છતાં આ યુવાનો કેટલા સંગઠિત બન્યા હતા તેનો ખ્યાલ હૃદયને હલાવી દેતો હતો. કબ્રમાં સૂતેલા સૈનિકના કોઈ મિત્રે વહૂદી કે

કેથોલિક અથવા પ્રોટેસ્ટંટ પંથના પ્રતીક સાથે કોતરેલા ક્રોસના ચિહ્ન પર મહૂ'મની અંગત વસ્તુઓ અથવા તેનો પોલાદી ટોપો લટકાવેલાં દેખાતાં. હૃદયમાંથી નીકળેલા શબ્દો ઘણી વખત કોતરાયેલા વંચાતા, જેમ કે "ઘણો જ સરસ માણસ હતો" અથવા "ઉમદામાં ઉમદા દોસ્ત."

કબ્રસ્થાનની જાળવણી કાળજીથી થાય છે અને કબરો પર ધ્વજો ફરકી રહે છે. પાદરીએ મને વાત કહી કે તેમણે એ કબરોના ફોટા ઉતારીને અમેરિકામાં હીજરાના મહૂ'મના કુટુંબોને મોકલ્યા હતા.

એ પ્રવાસ દરમ્યાન હોસ્પિટલો અને કબ્રસ્થાનો મારા દિલ અને દિમાગમાં ગાઢ રીતે સંકળાઈ ગયાં છે અને જે યુવાનો તંદુરસ્ત અને મજબૂત હોય તથા તાલીમ લઈ રહ્યા હોય તેમની સાથે વાત કરતી વખતે પણ મને એ દસ્યોની યાદ આવે છે.

બીજાં ઘણાં સ્થળોની જેમ ગ્વાડલકેનલમાં માનવભાવનાના વિકાસ માટે મેં હૃદયપૂર્વક પ્રાર્થના કરી, કે જેથી ભવિષ્યમાં ઝઘડાઓની પતાવટ માટે બળનો ઉપયોગ બંધ પડે.

પાછા ફરતી વખતની મુસાફરી પણ ક્રિસ્મસ ટાપુના માર્ગે જ કરવામાં આવી, કારણ કે પાછા ફરતી વખતે અમે જે માર્ગ અસલમાં નક્કી કર્યો હતો તે માર્ગ પર હુમલો ચાલુ હતો અને એ માર્ગે પ્રવાસ કરવાનું મારા માટે સલામતી ભર્યું માનવામાં આવતુ નહતુ. ક્રિસ્મસ ટાપુ પરનો મારો સમય ઘણો ટૂંકો હતો. અને મેં માત્ર એક જ બીમાર સૈનિકની મુલાકાત લીધી હતી. ડોકટરને તેને માટે ઘણી ચિંતા થતી હતી. હોસ્પિટલમાં મેં તેની પાસેથી એવુ વચન લીધુ હતું કે અમેરિકા પાછી ફર્યા બાદ હુ જો તેની માતાને મળું તો તે સાજા થવાની કોશિશ કરશે. અમેરિકા પાછી ફર્યા પછી હુ તેની માતાને મળી પણ ખરી, અને સદ્ભાગ્યે એ યુવાન સાજો થયો તથા અમેરિકા પાછો ફર્યા પછી મને મળવા પણ આવ્યો.

છેવટે હુ ઘેર જવા રવાના થઈ. મારી છેવટની સ્મૃતિ એવી છે કે હું કેલિફોર્નિયામાં ઊતરી હતી અને બહારની હવા બંધ કરવામા આવી

ત્યારે અમારે વિમાનમાં બેસી રહેવું પડ્યું હતું તથા જંતુનાશક હવા અમારા પર સારી પેઠે છાંટવામાં આવી હતી.

હું હવાઈ, ક્રિસ્મસ ટાપુ, પેનરિન ટાપુ, બોરાબોરા, એટુટકી, ટુટુઇલા, સામોઆ, ફીઝી, ન્યુ કેલિડોનિઆ; ન્યુઝીલેન્ડમાં ઓકલેન્ડ, વેલિંગ્ટન અને રોટોરા, ઓસ્ટ્રેલિયામાં સીડની કેનબરા, મેલબોર્ન, રોકેમ્પટન, કેઇર્ન્સ અને બ્રીસબેન તથા એટ્ટેટ એસ્પિરીટો સાન્ટો, ગ્વાડલ કેનલ અને વેલીંસ જઈ આવી.

યુદ્ધનો બીજો પ્રવાસ પૂરો થયો.

× × × ×

૧૯૪૩ ના નવેમ્બરની ૯ મી તારીખે પાનખર ઋતુમાં વ્હાઇટ હાઉસના ઈસ્ટ રૂમમાં થયેલી એક ક્રિયામાં મારા પતિએ બહુ જ ગૌરવ લીધું હતું. તેઓ ખાસ પ્રસંગોને નાટકીય સ્વરૂપ આપવામાં માનતા અને ૪૪ દેશો જ્યારે યુનોના રાહત અને પુનર્વસવાટ તંત્રના કરાર પર સહી કરે ત્યારે ભારે ઠાઠમાઠ અને ભપકા સાથે એ પ્રસંગ ઉજવાય એવી યોજના તેમણે કાળજીથી કરી હતી. વિલીન થતાં પહેલાં અનેક માણસોને રાહત આપનારી એ વિરાટ સંસ્થાનો પ્રારંભ નિહાળવાની તક માટે મને ખાસ આનંદ થયો હતો. એ સંસ્થાના પહેલા વહીવટી અધિકારી ન્યૂયોર્કના માજી ગવર્નર હર્બર્ટ લેહમેન હતા. તેમની સાથે ઘણાં વર્ષ કામ કર્યું હોવાથી ફ્રેંકલિનને તેમની શક્તિમાં સંપૂર્ણ વિશ્વાસ હતો. શ્રી. લેહમેને જે રીતે તેમના તંત્રની રચના કરી અને કાર્યનું સંચાલન કર્યું એ પરથી તેમણે સિદ્ધ કરી આપ્યુ કે તેઓ કુશળ વ્યવસ્થાપક હતા અને કામ કરવાનુ ધૈર્ય ધરાવતા હતા.

નવેમ્બરની ૧૧ મી તારીખે ફ્રેંકલિન તેમના બીજા યુદ્ધ પ્રવાસ માટે રવાના થયા. તેઓ કૈરોમાં જનરલીસીમો અને મેડમ ચ્યાંગને મળવાના હતા. જનરલીસીમો સાથેની એ તેમની પહેલી મુલાકાત થવાની હતી અને મેડમ ચ્યાંગ દુભાષિયા તરીકે કામ કરવાનાં હતાં. શ્રી. ચર્ચિલ કૈરોમાં ફ્રેંકલિનને મળ્યા અને મંત્રણા સારી રીતે આગળ ધપી રહી.

એ વખતે જાપાન સામે રશિયાએ યુદ્ધ જાહેર કર્યું ન હોવાથી માર્શલ સ્ટેલિન ચીન સરકારના વડાને મળતાં અચકાતા હતા; એટલે કેરોની મંત્રણા પૂરી થયા પછી માર્શલ સ્ટેલિનને મળવા માટે શ્રી. ચર્ચિલ અને ફ્રેંકલિન તેહરાન ગયા. શક્ય હોય તો, રશિયા સાથે સદ્ભાવના અને સમજૂતીનો સંબંધ સ્થાપવો એવા નિશ્ચય સાથે ફ્રેંકલિન ત્યાં ગયા હતા. એ પ્રવાસ પહેલાં તેઓ જ્યારે એ વિષે વાત કરતા ત્યારે માર્શલને મળવાના ખ્યાલ વિષે તેઓ ગૂંચવાઈ ગયા હતા. રશિયાના પ્રતિનિધિઓ કેટલા શંકાશીલ હોય છે એ તેઓ જાણતા હોવાથી એ એક પડકાર છે એમ તેમને લાગ્યું હતું. રશિયન સેનાની સરદારી અને યુદ્ધની વ્યૂહરચનાની ઘણીખરી જવાબદારી સ્ટેલિનના હાથમાં હતી. એ વસ્તુ ખ્યાલમાં હોવાથી. તેહરાનથી વધુ દૂર જવાના તેમના ઈનકારનો ફ્રૅંકલિને સ્વીકાર કરી લીધો; પરંતુ એ વિષે જો કે તેઓ બહુ જ ઓછું બોલતા હતા છતાં, હું જાણતી હતી કે સ્ટેલિનનો વિશ્વાસ મેળવવા માટે અને બની શકે તો બન્ને સરકારો વચ્ચે વધુ સારો સંબંધ સ્થાપવા માટે તેઓ વધુમાં વધુ પ્રયાસ કરવાના હતા.

પાછળથી મારા પતિએ મને વાત કરી હતી કે "પહેલી વખતે મળ્યા ત્યારે માર્શલ સ્ટેલિનને ભારે અવિશ્વાસ હોય એમ મને લાગતું હતું અને વિદાય વખતે એ અવિશ્વાસ હું જરા પણ ઓછો કરી શક્યો હતો કે કેમ તે સમજાતું ન હતું." ફ્રૅંકલિને વધુમાં મને જણાવ્યું કે રશિયાને આપેલાં વચનોનુ અક્ષરશઃ પાલન કરાવવાનો તેમનો ઈરાદો હતો. ગ્રેટ બ્રિટન પણ એમ કરી શકશે એવી તેમને આશા હતી અને બ્રિટનને એમ કરવામાં મદદ કરવા માટે પોતાનાથી બની શકતા તમામ પ્રયાસ પોતે કરશે એમ ફ્રૅંકલિને કહ્યું હતુ. તેઓ માનતા હતા કે આપણા વચનનું પાલન કરવાથી, જે લોકો આપણા પક્ષે લડતા હોવા છતાં આપણો સંપૂર્ણ વિશ્વાસ કરતા ન હતા તેઓના નેતાનો વિશ્વાસ આપણે મેળવી શકશુ. આપણી ઉત્પાદનની મહાન શક્તિના કારણે આપણાથી બની શક્તી તમામ મદદની રશિયાને જરૂર હતી; બીજી

બાજુએ રશિયાએ ઘણી જર્મન ડિવિઝનો રોકી રાખી હતી એ હકીકત માટે આપણે તેમના અત્યંત આભારવશ હતા.

મારા પતિને સ્ટેલિન સાથેના તેમના પહેલા સંપર્કમાં ઘણો આનંદ આવ્યો. પોતાના દૃષ્ટિબિંદુમાં જેમની સંમતિ મેળવવાનું તેમને જરૂરી લાગતું હોય તેવા નવા લોકોને મળવું એ તેમને હંમેશાં એક પડકાર સમાન લાગતું હતું અને એ મુલાકાત તો ખાસ મહત્ત્વની હતી. પાછા ફર્યા પછી સ્ટેલિનનું વર્ણન કરવામાં તેઓ હંમેશાં એ વાતનો ખાસ ઉલ્લેખ કરતા કે તે બેઠી દડીના, મજબૂત બાંધાના અને શક્તિમાન છે અને ખરી રીતે તેઓ છે તેના કરતાં વધુ મોટા કદના હોય તેવી છાપ બીજા માણસો પર પડે છે.

એ મુલાકાતો પછી ફ્રૅંકલિન હંમેશાં રશિયન નેતાઓ તરફથી આપવામાં આવતાં ખરચાળ ખાણાંઓનું વર્ણન કરતા; આ ભોજન સમારંભોમાં શરાબ અને ખોરાકનો જેટલા મોટા પ્રમાણમાં ઉપયોગ થતો હતો તેની તેમના પર ભારે છાપ પડી હતી.

પ્રવાસથી નવો ઉત્સાહ મેળવીને નવા રસથી ભરપૂર બનીને અને ઉપરઉપરથી વધુ તંદુરસ્ત બનીને તા. ૧૭ મી ડિસેમ્બરે ફ્રૅંકલિન વૉશિંગ્ટન પાછા ફર્યા. ફ્રૅંકલિન જે વસ્તુ જોતા અથવા જેને જેને મળતા તેમાં તેઓ ઊંડો રસ લેતા હોવાથી, દરેક પ્રવાસની તેમના પર આવી જ અસર થતી.

× × × ×

૧૯૪૩–૪૪ ના આખા શિયાળા દરમ્યાન અમુક અમુક સમયને આંતરે મારા પતિને તાવ રહ્યા કરતો એટલે અમને લાગ્યું કે કાતો પ્રવાસ દરમ્યાન કંઈક જંતુની તેમના પર અસર થઈ હશે અથવા તો હાઈડપાર્ક ખાતેની અમારી ગાયોના એક પ્રકારના તાવનો ચેપ તેમને લાગ્યો હશે. એ વિચાર ઘણો ભયંકર હતો, પરંતુ મને લાગે છે કે, ચોક્કસ ચિહ્નો શા માટે દેખાય છે તેનો જ્યારે કોઈનાથી નિર્ણય ન થઈ શકે ત્યારે દરેક શક્યતા મગજમાં આવ્યા વિના રહેતી નથી. ફ્રૅંકલિન

નબળા પડી ગયેલા લાગતા હતા અને આટલા વર્ષોથી જે બોજો તેઓ ઉઠાવી રહ્યા હતા એ જોતા એ વસ્તુ છેક આશ્ચર્યજનક ન હતી છેવટે એપ્રિલની ૯મી તારીખે તેમણે દક્ષિણ કેરોલિનામા જ્યોર્જ ટાઉન ખાતે આવેલા શ્રી બર્નાર્ડ બરૂશના હોબકાવ ખાતેના પ્લાન્ટેશનોમા રહેવા જવાનો નિર્ણય કર્યો શ્રી. બરૂશે તેમની આખી મડળીનો બદોબસ્ત કરવાની તત્પરતા દર્શાવી હતી

હોબકાવ ફ્રેંકલિન માટે જેવુ જોઇએ એવુ જ સ્થાન હતુ. ત્યાનો ગ્રામ્ય પ્રદેશ અને આજુબાજુનુ જીવન તેમને પસદ પડી ગયા અને લગભગ એક મહિના સુધી તેઓ ત્યા રહ્યા એક દિવસે ઓસ્ટ્રેલિયાના વડા પ્રધાની શ્રી. કર્ટિન અને તેમના પત્ની સાથે હુ અને મારી પુત્રી અન્ના વિમાનમા બપોરના ખાણાના સમયે ત્યા ગયા અને ફ્રેંકલિને એ સ્થળે જવામા ઘણુ જ સારૂ કર્યુ છે એવી પ્રતીતિ સાથે પાછા ફર્યા ફ્રેંકલિનને રજા ગાળવા માટેની એવી સગવડ કરવા હુ હમેશ માટે શ્રી બરૂશની આભારી બની છુ

૧૯૪૪ના જૂનની ૬ઠી તારીખનો દિવસ લાલ અક્ષરે લખાયેલો રહેશે મિત્ર રાજ્યો તરફથી આક્રમણની તૈયારીઓ થાય છે એમ અમે ઘણા વખતથી જાણતા હતા, પરતુ દરેક વસ્તુ ગુપ્ત રાખવામા આવતી હતી જ્યારે સમય આવ્યો, ત્યારે ફ્રેંકલિને રેડિયો પર આક્રમણ દિન (ડી ડે) અગેની પ્રાર્થના કરી અને કલાકો સુધી અમારા હૃદયમા દુશ્મનો પરના આક્રમણ માટે કિનારા પર ઊતરેલા આપણા સૈનિકો સિવાય બીજો કોઈ જ વિચાર હતો નહિ સમાચાર ધીમે ધીમે આવતા ગયા. આપણી ખુવારીથી ઘણા કુટુબો પર દુખ આવી પડ્યું હતુ, તે છતા આપણી સેનાઓએ પગદડો જમાવ્યો હતો અને યુરોપની ખરેખરી મુક્તિ શરૂ થઈ હતી એ જાણીને અમને બધાને બહુ જ રાહત વળી.

૧૯૪૪ની પાનખરમા થનારી એક વધુ ચૂટણી નજદીક આવી રહી હતી હુ પૂછ્યા વિના જ જાણતી હતી કે જ્યા સુધી યુદ્ધ ચાલુ રહેશે ત્યા સુધી, ફ્રેંકલિનની તબિયત જો સારી હશે તો પ્રમુખપદ માટે

તે બહાર પડ્યા સિવાય રહેશે જ નહિ. કેટલાક ડૉકટરોને બોલાવવામાં આવ્યા અને તેમણે ફ્રૅંકલિનની સાંગોપાંગ શારીરિક તપાસ કરી એ તબક્કે બીજા કોઈને પ્રમુખપદ સોંપવાથી ઘણી મુશ્કેલીઓ ઊભી થાય તેમ હોવાથી, છેવટે એવો નિર્ણય કરવામાં આવ્યો કે ડૉકટરોએ નક્કી કરેલા ચોક્કસ નિયમો અનુસાર વર્તવા જો તેઓ સંમત થાય તો, પ્રમુખ તરીકેનુ કામ ચાલુ રાખવાનું તેમનાથી બની શકે.

હું ધારું છું કે ફ્રૅંકલિનની તબિયત નાદુરસ્ત હતી એ બધા જાણતા હતા, પરંતુ અમારામાંથી કોઈએ એ વિષે ક્યારેય ઉલ્લેખ કર્યો ન હતો. આનુ કારણ મારા ધારવા પ્રમાણે એ હેતું કે હોદ્દા પર ચાલુ રહેવાની પોતાની ફરજ છે એમ જો તેમને લાગતું હોય તો તેમના માટે એ જેમ બને તેમ વધુ સહેલું બનાવવા સિવાય અમારે બીજું કંઈ કરવાપણુ છે નહિ એમ અમને લાગતું હતું.

૧૫ મી જુલાઈથી ૧૭ મી ઑગસ્ટ સુધી ફ્રૅંકલિન પેસિફિકના પ્રવાસે ગયા હતા, યુરોપીય વિસ્તારમાં તેઓ સારી પેઠે રોકાયા હતા; હવે તેઓ પેસિફિક વિસ્તારના અમલદારો સાથે અંગત સંપર્ક સ્થાપવા માગતા હતા અને યુદ્ધ માટેની તેમની યોજનાઓ તપાસવા માગતા હતા. પરિણામે હવાઈમાં મુલાકાત ગોઠવવામાં આવી. ત્યાંથી તેઓ આલાસ્કા અને એલ્યુશિયન્સ ખાતે ગયા.

સપ્ટેમ્બરની ૧૦મી તારીખે અમે બધાં એક વધુ યુદ્ધ પરિષદ માટે ક્વીબેક જવા ઊપડ્યાં. શ્રીમતી ચર્ચિલ ત્યાં તેમના પતિ સાથે આવવાનાં હતાં અને મારા પતિએ મને પણ સાથે આવવાનું જણાવ્યું હતું.

૧૮ મીએ ફ્રૅંકલિન ચર્ચિલ દંપતી સાથે હાઈડપાર્ક પાછા ફર્યા. ત્યાં તેમનો આરામ ટૂંક વખત માટે જ હતો કારણ કે ૧૯૪૪ની ચૂંટણી ઝુંબેશ શરૂ થવાની હતી.

ફ્રૅંકલિને વૉશિંગ્ટનમાં ટીમસ્ટર યૂનિયનના ભોજન સમારંભમાં ભાષણ કરીને ચૂંટણી ઝુંબેશનો પ્રારંભ કર્યો.

એ ભોજન પછી ઝુંબેશ આગળ ધપવા લાગી, પરંતુ આ

બાબત સાથે સંબંધ ન ધરાવતી બીજી ઘણી વસ્તુઓમાં હું મશગૂલ હતી. ઑક્ટોબરની ૪ થી અને ૫ મી તારીખે વ્હાઇટ હાઉસમાં ગ્રામ્ય કેળવણી વિષે પરિષદ મળી.

મારા જન્મદિવસ પછી હું નિયમિત સમયના આંતરે રેડક્રૉસને મારું લોહી ભેટ આપવા ગઈ. ડેસ્ક પરની યુવાન સ્ત્રી ભારે મૂંઝવણમાં પડી, કારણ કે હું સાઠ વર્ષ પસાર કરી ગઈ હતી અને સાઠ વર્ષ પસાર કરી જનારનું લોહી લઈ શકાય નહિ. મને જરા ચીડ ચડી, કારણ કે થોડાક અઠવાડિયાંમાં મારા લોહીમાં કેવી રીતે ફેરફાર થઈ જાય એ હું સમજી શકતી ન હતી. પરંતુ મને ખ્યાલ આવ્યો કે ચોક્કસ સમયમર્યાદા રાખ્યા વિના છૂટકો ન હતો. એટલે મને લાગ્યું કે ખરી રીતે ૧૯૪૪ના ઑક્ટોબરની ૧૧ મી તારીખે મેં વૃદ્ધાવસ્થામાં પ્રવેશ કર્યો હતો.

ડૉ. મેકેનટાયરને ચૂંટણીની ઝુંબેશના પરિશ્રમ અંગે ચિંતા થતી હતી, પરંતુ મેં તેમને પાનખરની શરૂઆતમાં કહ્યું હતું કે લોકોના સંપર્કમાંથી ફ્રૅંકલિન શક્તિ મેળવે છે એમ હું માનું છું. ન્યૂયૉર્ક શહેરની મુલાકાતના દિવસે મને લાગ્યું કે મારી આ માન્યતા સાચી હતી અને ઝુંબેશ શરૂ થયા પહેલાં તેમની જે તબિયત હતી તેમાં સુધારો થયો હતો.

ઑક્ટોબરની ૨૧ મી તારીખે ફ્રૅંકલિને પરદેશનીતિ મંડળના ભોજન સમારંભમાં ભાષણ કર્યું. પાછળથી મારા સાંભળવામાં આવ્યું કે એ રાત્રે ફ્રૅંકલિન બીમાર જેવા દેખાય છે એમ ઘણાને લાગ્યું હતું પરંતુ મને એ સાંભળીને આશ્ચર્ય થયું ન હતું, કારણ કે તેઓ બેશક બહુજ થાકી ગયા હતા. અમે ચૂંટણીના દિવસે હાઇડપાર્ક ગયા. પરિણામો આવવા લાગ્યાં અને તેઓ ફરીથી ચૂંટાશે એમ ચોક્કસ થયું, ત્યારે તેમને અભિનંદન આપવા આવેલા પાડોશીઓના સત્કાર માટે તેઓ રાબેતા મુજબ બહારના પોર્ટિકોમાં ગયા.

ફ્રૅંકલિન આભારદર્શન માટે વૉર્મસ્પ્રિંગ ગયા અને ત્યાં લગભગ ત્રણ અઠવાડિયાં રોકાયા. તેઓ જ્યારે ત્યાં જઈ શકતા ત્યારે મને હંમેશાં આનંદ થતો, કારણ કે ત્યાંના દર્દીઓના અને ખાસ કરીને નાની ઉંમરના

ફ્રેંકલિનને એવી ભારે આશા હતી કે એ પરિષદમાં માર્શલ સ્ટેલિન સાથેનો અંગત સંબંધ વધુ મજબૂત બનાવવાની દિશામાં તેઓ સાચી પ્રગતિ કરી શકશે. શાંતિના આગામી દિવસો માટે એ વસ્તુના મહત્ત્વ વિષે તેઓ ઘણું ઘણું કહેતા, કારણ કે તેઓ સમજતા હતા કે શાંતિના સમયે જે પ્રશ્નો ઉપસ્થિત થશે તે યુદ્ધ સમયના પ્રશ્નો કરતાં ઘણા વધુ મુશ્કેલ હશે. તેમણે મને એમ પણ કહ્યું હતું કે જો બની શકે તો કેટલાક આરબ નેતાઓને મળવાનો અને પેલેસ્ટાઇનની પરિસ્થિતિનું શાંતિમય નિરાકરણ શોધવા માટે પ્રયાસ કરવાનો તેમનો ઇરાદો છે.

હું માનતી હતી કે બનતાં સુધી આ પ્રવાસ ફ્રેંકલિન માટે લાભકારક નીવડશે, કારણ કે માર્શલ સ્ટેલિન સાથેની સમજૂતીને લાગતું-વળગતું હતું ત્યાં સુધી તો તેનાં સારાં પરિણામો આવવા લાગ્યાં હતાં. પરંતુ પાછા ફરતી વેળાએ જનરલ વોટસન કે જેઓ આ પ્રવાસે જવા બીજા બધા કરતાં વધુ આતુર હતો તેમને પક્ષઘાત થયો અને ફ્રેંકલિનને એથી ભારે ચિંતા થતી હશે એ હું જાણતી હતી. ભૂમધ્યમાંથી બહાર આવતાં પહેલાં જનરલ વોટસનનું મરણ થયું. હેરી હોપકિન્સ પણ આ પ્રવાસમાં બહુ બીમાર થઇ ગયા અને સહેલગાહ તથા આરામ માટે મારાકેશ ખાતે ઊતરી ગયા. બધી રીતે જોતાં જહાજ પર કાળાં વાદળાં ઘેરાયાં હોય તેમ લાગતું હતું અને મને ખરેખરી ચિંતા થતી હતી. પરંતુ ફ્રેંકલિન જ્યારે કિનારે ઊતર્યા ત્યારે તેમની તબિયત સારી લાગતી હતી અને વોટસનના મરણના કારણે દિલગીર હોવા છતાં ઘેર આવવાનો તથા પ્રવાસની વાતો કહેવાનો ઉત્સાહ અમુક અંશે તેમણે જાળવી રાખ્યો હતો. દરેક વખતે આમાં તેમને મોજ આવતી.

આલ્ટા ખાતે થયેલા કરારોમાં અમેરિકાનાં હિતોની બાબતમાં "નમતું આપવા" વિષે ઘણી વાતો કહેવામાં આવી છે. એડવર્ડ સ્ટેટિનસના નવા પુસ્તકમાં આ આક્ષેપોનો સત્તાવાર જવાબ આપવામાં

સ્ટીવ અર્લીએ બહુ જ વ્યગ્ર અવાજે મને જલદી ઘેર આવવાનું કહ્યું. મેં તેનું કારણ પૂછ્યું પણ નહિ. હું મારા હૃદયમાં જાણી ગઈ હતી કે કંઈક ભયંકર બની ગયું છે. આમ છતાં ઔપચારિક વિધિ તો કરવી જ જોઈએ એટલે હું સમારંભમાં પાછી ગઈ અને વિદાય લેતાં કહ્યું કે ઘેરથી મને બોલાવવામાં આવી હોવાથી હું રોકાઈ શકું તેમ નથી એટલે દિલગીર છું" હું મોટરમાં બેઠી અને વ્હાઇટ હાઉસ પહોંચતાં સુધી આખા રસ્તે હાથની મુઠીઓ વાળીને બેસી રહી. શું થયું છે એ હું મારા અંતરના ઊંડાણમાં જાણી ગઇ હતી. સ્ટીવ અર્લી અને ડૉ. મૅકિન્ટાયરે આવીને મને સમાચાર આપ્યા. વોર્મસ્પ્રિંગ્સ ખાતેથી ડૉ. બ્રુસને સમાચાર મોકલ્યા હતા કે ફ્રેંકલિનને પહેલાં હેમેરેજ થયું હતુ અને પછી અવસાન નીપજ્યું હતું. એ સાંજે ડૉ. મૅકિન્ટાયર અને સ્ટીવ સાથે મેં વિમાનમાં વોર્મસ્પ્રિંગ્સ જવાની ગોઠવણ કરી.

ઉપપ્રમુખ જ્યારે આવ્યા ત્યારે તેમને માટે હું કેટલી દિલગીર હતી અને તેમને કોઇ પણ રીતે મદદ કરવા માટે અમે બધા કેટલા આતુર હતા અને યુદ્ધમાં સાચો વિજય મળ્યા પહેલાં દેશના લોકોએ તેમના નેતા અને મિત્રને ગુમાવ્યા એ માટે હું કેટલી દિલગીર હતી, એ કહેવા સિવાય તેમને બીજું કંઇ કહેવાનું મને સૂઝયું નહિ.

એ પછી મેં મારા પુત્રોને તાર કર્યો: "તમારા પિતાશ્રી ચિરનિદ્રામાં સૂતા છે. તમે તમારું કામ આગળ ધપાવો અને પૂરૂં કરો એવીજ તમારી પાસેથી તેઓ આશા રાખે."

અમને પૂરેપૂરૂં ભાન આવે એ પહેલાં અમે વિમાનમાં આવી ગયાં હતાં અને રાતભર અમે ઊડયા કર્યું. વોર્મસ્પ્રિંગમાં બીજો દિવસ લાંબો અને હૃદયવિદારક હતો. આ એક ભયંકર પ્રહાર હોવા છતાં, અંગત પ્રહાર તરીકે તેનો વિચાર કરવાનો અવકાશ જ ન હતો. અહીં સૂતેલા આ માનવી જે મારા પતિ થતા હતા, તેઓ જે કોઇ માટે શક્તિ અને ધૈર્યનું પ્રતીક બન્યા હતા તે દરેક માટે આ દુઃખનો પ્રસંગ હતો.

છેવટે ધીમુ સરઘસ સ્ટેશન તરફ આગળ વધ્યું, અમો ટ્રેનમાં બેઠા

અને વૉશિંગ્ટન જવા ઊપડયા. ટ્રેનના પાછલા ભાગમાં જ્યાં ફ્રેંકલિન કેટલા બધા પ્રસગોએ બેઠા હતા. ત્યાં શબ મૂકવામા આવ્યુ હતુ અને લશ્કરી સત્રીઓ આજુબાજુ ગોઠવાઈ ગયા હતા હુ મારી બર્થમાં આખી રાત બારી ઉઘાડી રાખીને પડી હતી અને જે ગ્રામ્ય પ્રદેશ પ્રત્યે તેમને પ્રેમ હતો તે નિહાળતી હતી તથા રાતભર પોતાની છેલ્લી અંજલિ આપવા આવેલા લોકોના ચહેરા સ્ટેશને સ્ટેશને જોતી હતી.

સ્મશાન યાત્રા માટેની બધી યોજનાઓ, ફ્રૅંકલિનની પસંદગી પ્રમાણે થઈ હતી માણસના મરણ પછી તેનો મૃતદેહ અમુક વખત રાખી મૂકવામાં આવે અને લોકોની મેદની તેની પાસેથી તેને અંજલિ આપવા માટે પસાર થાય એ પ્રથા પ્રત્યે ફ્રૅંકલિનને અણગમો હતો. અમારે એ વિષે વાત થયેલી હતી અને અમારે એવુ થવા ન દેવુ એમ અમે નિશ્ચય કર્યો હતો. કફન "ઇસ્ટ રૂમ" મા મુકાયા પછી એક વખત તે ખુલ્લુ કરવાનુ મેં કહ્યુ હતુ, કે જેથી હું એકલી અંદર જઇને થોડા ફૂલ મૂકી આવુ. એ પછી કફન કાયમ માટે બધ થયુ મારા પતિ ઇચ્છતા હતા કે તેઓ જીવત સ્થિતિમા જેવા હતા એ રીતે જ તેમને યાદ કરવામા આવે અને તેમના મિત્રો "ઇસ્ટ રૂમ" ખાતેની પ્રાર્થનામા હાજર રહે

મને લાગ્યુ કે મારા ત્રણ પુત્રો સિવાય દુનિયાની દરેક વ્યક્તિ સ્મશાન યાત્રાની પ્રાર્થના માટે ઇસ્ટ રૂમમા હાજર છે મારા પુત્રોમાથી માત્ર એકનો ઇલિયટ જ નસીબ સજોગે હાજર થઈ શકયો હતો જે વિમાનમા શ્રી. બરૂચ તથા બીજા કેટલાક લડનથી આવવાના હતા તેમા બેસી જવાનુ ઈલિયટને કહેવામા આવ્યુ જ્હૉની પૂર્વતરફ આવી શકયો, પરતુ હાઇડપાર્ક ખાતે સ્મશાનયાત્રા પતી ગયા પછી જ તે ન્યૂયોર્ક પહોચી શકયો એટલે વૉશિંગ્ટન પાછા ફરતી વખતે ટ્રેનમા તે અમારી સાથે જોડાયો. ફ્રૅંકલિન જુનિયર અને જેની પૅસિફિક વિસ્તારમા હતા

વૉશિંગ્ટનની પાયદસ્ત પછી અમે હાઇડપાર્ક ગયા. આ મુસાફરીમા પણ કોઈ સૂઈ શકયુ નહિ અને આખા રસ્તે માન અને દુ ખ સાથે ઊભા રહેલા લોકોની મેદનીને અમે ટ્રેનની બારીઓમાથી જોતા હતા.

હાઈડપાર્કની સ્મશાનયાત્રામા જોડાવા માટે બહુ જ વહેલા પોતાન ઘેરથી નીકળેલા મિત્રોની મોટી સંખ્યા જોઈને મારા હૃદયપર ભારે અસર થઈ. મને ખાતરી છે કે ફ્રેંકલિને જે રીતે જીવન સ્વીકાર્યું હતુ એજ રીતે મૃત્યુનો વિચાર પણ તેમણે સ્વીકારી લીધો હતો. તેમનામા પ્રબળ ધાર્મિક ભાવના હતી અને ધર્મને તેઓ બહુજ અગત્ય પ્રશ્ન માનતા હતા. હુ માનુ છુ કે ઈશ્વર પાસેથી તેઓ માર્ગદર્શન માગશે અને તેમને માર્ગદર્શન મળશે એમ તેઓ ખરેખર માનતા હતા એ માટે જ બાઇબલના ચોક્કસ પ્રકરણો તેમને પ્રિય હતાં. તેઓ પોતાની ધાર્મિક શ્રદ્ધા વિષે કદી વાત કરતા નહિ અને પોતે જે માનતા તેમા કદી પણ તેમને બૌદ્ધિક મુશ્કેલીઓ નડતી હોય તેમ લાગતુ નહિ

તેમના લક્ષ પર આવતી દરેક વસ્તુ માટે તેઓ બહુ જ ખુલ્લુ માનસ ધરાવતા હતા, તેની અદર જોઈને તેનો અભ્યાસ કરવા તત્પર રહેતા, પરતુ તેમની માન્યતાઓ ચોક્કસ સરળ અસર નીચે વિકાસ પામીને પુરુષ બનેલા બાળક જેવી માન્યતાઓ હતી તેઓ છેવટ સુધી એવી મૂળગત ભાવનાને વળગી રહ્યા હતા કે ધર્મ આપણુ લંગર છે અને શક્તિ તથા માર્ગદર્શનનુ ઉદ્ભવસ્થાન છે, એટલે જેટલી શાતિથી તેમણે જીવનના બધા પ્રસંગો અવલોકયા હતા, તેટલી જ શાતિથી ભવિષ્યમા અવલોકતા તેઓ ચિરનિદ્રામા પોઢી ગયા હશે એવી મને ખાતરી છે.

આજે હુ ભૂતકાળમા દૃષ્ટિપાત કરૂ છુ ત્યારે મને ખ્યાલ આવે છે કે, ફ્રેંકલિનના માતાપિતાએ પોતાની સાથેના સપર્ક દ્વારા, પરદેશોના પ્રવાસ દ્વારા અને ઘણા દેશોના લોકોના રીતરિવાજોના પરિચય દ્વારા, જાહેર જીવન દરમ્યાન ફ્રેંન્કલિન સમક્ષ ઉપસ્થિત થયેલી જુદી જુદી પરિસ્થિતિઓને પહોચી વળવા માટે તેમને સારી રીતે તૈયાર કર્યા હતા ફ્રેંકલિન રાજકારણમા પડે એવો તો તેમનો ઇરાદો બેશક હતો જ નહિ, પરતુ તેમણે તેમને જે તાલીમ આપી હતી તેથી પોતાના કામો સિદ્ધ કરવાનુ વધુ સામર્થ્ય તેમને મળ્યુ હતુ.

કહેવાતો "નવો વ્યવહાર" આપણી આર્થિક પદ્ધતિ જાગતી

રાખવાના પ્રયાસથી વિશેષ કંઈ હતો જ નહિ આજે દુનિયા પર નજર ફેંકતા મને થાય છે કે, કેટલાક દેશોમા જો વર્ષો પહેલા "નવા વ્યવહાર" જેવી કોઈ યોજના અમલમા મુકાઈ હોત અને એ રીતે તેમની સનામતીની ભાવના અને આત્મવિશ્વાસ મળ્યા હોત તો બીજા યુદ્ધમા તેમણે વધુ સારો દેખાવ કર્યો હોત અમેરિકાના લોકોમા આ બે ગુણોનુ ફરીથી ઘડતર કરવામા આવ્યુ, તેના કારણે જ યુદ્ધના શરૂઆતના વર્ષોમા આટલુ ઉત્પાદન કરવાનુ તથા આપણા ઇતિહાસના સૌથી ભયકર યુદ્ધમા ઊતરીને તેમા વિજય મેળવવાનુ શક્ય બન્યુ એટલે મારા પતિ સમક્ષ જે બે કટોકટીઓ ઊભી થઈ તે ખરી રીતે એક બીજા સાથે ગાઢ રીતે સકળાયેલી હતી • જો તેમણે કટોકટી સફળતાપૂર્વક સભાળી લીધી ન હોત તો બીજી કટોકટીને પણ સભાળી શક્યા ન હોત કારણ કે લોકો જ્યા સુધી નેતાને પગલે ચાલવા તૈયાર ન હોય ત્યા સુધી કોઈ પણ નેતા કઈ પણ કરી શકે નહિ

ફ્રૅકલિનના મરણ પછી જે અસખ્ય પત્રો મારા પર આવ્યા છે અને જે હાલમા ફ્રૅકલિન ડી રૂઝવેલ્ટ પુસ્તકાલયમા છે તે પત્રો વાચ્યા પછી ઉપરની વસ્તુ હુ વધુ સ્પષ્ટ રીતે જોઈ શકી હૃદયને સ્પર્શી જાય એ રીતે લોકો પોતાની સમગ્ર વાત આ પત્રોમા રજૂ કરતા અને તેમના જીવનમા મારા પતિની યોજનાઓ અને નીતિઓ કેવા સુધારા કરી શકી હતી તેનો ઉલ્લેખ કરતા ઘણા કિસ્સાઓમા તેમણે સપૂર્ણ નિરાશામાથી લોકોને બચાવી લીધા હતા

વૉશિંગ્ટનમા ફ્રૅકલિન જે જાતનુ જીવન જીવતા, તે જોતા અસખ્ય અગત મૈત્રીઓ જાળવી રાખવાનુ અશક્ય હતુ ઉચ્ચ જાહેર હોદ્દો ભોગવનાર માણસ સામાન્ય રીતે સ્વીકારાયેલા શબ્દોના અર્થમા પતિ નથી, પિતા નથી કે મિત્ર પણ નથી પરતુ હુ એમ માનવા લાગી છુ કે ઇતિહાસની મહાન ભાવના સાથે જીવનાર અને પોતાને યોગ્ય લાગે તે રીતે પોતાનો હિસ્સો અદા કરવાની જવાબદારીની ભાવના ધરાવનાર માનવી તરીકે ફ્રૅકલિન લોકોની સ્મૃતિમા સચવાઈ રહ્યા છે

ફ્રૅંકલિનને પોતાની સેવાઓ આપનાર માણસોનાં નામ હું યાદ કરું છું ત્યારે અનેક અને વિવિધ નામો યાદ આવે છે. તેમને બુદ્ધિપૂર્વક મદદ કરનાર અને જુદી જુદી રીતે તેમના સંબંધોમાં વફાદારી તથા સ્નેહ અર્પનાર માણસોથી માંડીને, નાની નાની રીતે તેમની સેવા કરનાર, ખોરાક આપનાર, રક્ષણ કરનાર અને શારીરિક મુશ્કેલી પર વિજય મેળવવામાં તેમને મદદ કરનાર અસંખ્ય નામો છે. તેમના જીવનમાં સૌથી વધુ ગાઢ સંપર્કમાં રહેનારા તેમના મંત્રીઓ, લુઈ હોવ, જનરલ વોટસન, સ્ટીવ અર્લી, માર્વીન મૅકેન્ટાયર, બીલ હૅસેટ, માર્ગેરિટ લીહેન્ડ અને ગ્રેસ ટુલી મુખ્ય હતા. ડૉ. મૅકેન્ટાયર હમેશાં તેમને મળતા અને તેમના વિશ્વાસુ મિત્ર હતા. ઘણા માણસોએ ભાષણો તૈયાર કરવામાં જુદા જુદા પ્રસંગોએ તેમને મદદ કરી હતી. સામ રોઝનમેને માત્ર ભાષણો તૈયાર કરવામા જ નહિ, પરંતુ બીજા ખાસ કામોમાં પણ તેમના મરણ સુધી તેમને મદદ કરી હતી. બૉબ શેરવુડ સાથેનો તેમનો સંગાથ મિત્રતામા વિકાસ પામ્યો હતો. તેમના કાયદાના ભૂતપૂર્વ ભાગીદાર બેસિલ ઓકોનર તેમના મિત્ર હતા. અને તેમના હૃદયને પ્રિય એવી ઘણી બાબતોમા તેમના જોડીદાર હતા. તેમના પ્રધાન મંડળમાંથી કેટલાક સહકાર્યકરો બનવાની સાથોસાથ તેમના સાચા મિત્ર પણ બન્યા હતા.

આમ છતાં, સમગ્ર રીતે જોતાં મને લાગે છે કે એ વર્ષો દરમ્યાન કંઈક નિરાળી રીતે જ હું જીવન જીવતી હતી. મારાથી ભિન્ન એવા મારા એક અંશને પ્રમુખનાં પત્ની તરીકે વ્હાઈટ હાઉસમાં મેં બેસાડયો હોય એમ મને લાગતું હતું. હું મારા અંતરમાં ઊંડે ઊંડે ખોવાઈ ગઈ હતી. વ્હાઈટ હાઉસ મેં છોડયુ ત્યાં સુધી મને આમ જ લાગતું હતું અને એ રીતે જ હું કામ કરતી હતી.

જેની સાથે આપણે જીંદગીનાં મહત્ત્વનાં વર્ષો વીતાવ્યાં હોય અને જેમણે આપણી સારી સેવા બજાવી હોય, તેમને લાગણીવશ બન્યા વિના છોડી જવાનું મુશ્કેલ છે, પરંતુ છેવટે એ પણ પૂરું થયું. ફરી એક વખત મારા રસ્તે મારે જ આગળ વધવાનું આવ્યું.

